સુધરેલી રીત મુજબ.

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટીએ

→ તૈયાર કરેલી ←

# ચોથી ચોપડીના અર્થ.

(કવિતાની સમજુતી. તમામ પાઠના સવાલ
તથા સાર; મુશ્કેલ ઠેકાણાની સ- :
અઘરા શબ્દો; જોડાક્ષરો; ઇત્યાદિ.)

રચનાર—મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો.
રચનારનુ ઠેકાણું શાહપોર—સુરત.

પ્રસિદ્ધ કર્તા—**C. M. Shah.**
પ્રસિદ્ધ કરવાનુ ઠેકાણુ શાહપોર સુરત.



સુરત ચકલાના પુલ ઉપર પાણીની ટાંકી પાસે
આવેલા "શંકર" પ્રીન્ટીંગ પ્રેસમા
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યુ.

કિંમત ૬૭ આના.

# ચોથી ચોપડીના અર્થ.

**પાઠ ૧ લો.**

શહેનશાહ=મહારાજાધિરાજ.
સંગીન=મજબુત; જોરાવર.
પુરાતન=ઘણું જુનું.
ચરિત્ર=વૃત્તાંત; હેવાલ.
જ્યેષ્ઠ=મોટા.
પ્રિન્સ ઑવ વેલ્સ=વેલ્સ પ્રાંતનો રાજપુત્ર.
ઇલ્કાબ=ખિતાબ
નિખાલસ=મુલ્લા મનના
નૌકાશાસ્ત્ર=વહાણુ ચલાવવાની કળા
યોજના=ગોઠવણુ.
અત્યંત=ઘણોજ.
તાલીમ=કેળવણી
પ્રવાસ=મુસાફરી.
પ્રદક્ષિણા=ચોગરદમ ફરી વળવું તે.
ચાલુ=કાયમ.
પદવી=ઓદ્ધા.
પ્રવીણુ=માહીતગાર
નિર્ણય=ઠરાવ
ક્રમે ક્રમે=એક પછી એક
બાંધો=બંધારણુ.
નિર્માણુ=નક્કી
યુવરાજ=ગાદીનો વારસ
આદરસત્કાર=આવકાર; પરોણાચાકરી.
લથડવા=બગડવા
રાજ્યાભિષેક=રાજગાદી પર બેસાડવાની ક્રિયા
પાયતખ્ત=રાજધાનીનું શહેર
આબાદી=ચઢતી.

**સવાલ**—શહેનશાહ જ્યોર્જનો જન્મ કયે દિવસે થયો હતો ? પ્રિન્સ ઑવ વેલ્સનો ખિતાબ કોને આપવામાં આવે છે ? શહેનશાહ જ્યોર્જના વડીલ બંધુનું નામ શું હતું ? શહેનશાહ જ્યોર્જને નૌકાશાસ્ત્રની તાલીમ આપવામાં આવી તેથી એમનામાં કઇ કઇ સારી ટેવ આવી ? પ્રિન્સ આલ્બર્ટનો સ્વર્ગવાસ ક્યારે થયો ? શહેનશાહ જ્યોર્જનું લગ્ન કોની સાથે થયું હતું ? હાલ એમને કેટલા કુંવર તથા કુંવરીઓ છે ? શહેનશાહ જ્યોર્જ હિંદમાં ક્યારે પધાર્યા હતા ? શહેનશાહ એડવર્ડનો સ્વર્ગવાસ કયે દિવસે થયો ? શહેનશાહ જ્યોર્જને ઈગ્લાં-

કમાં રાજ્યાભિષેક કરવાની ક્રિયા કયે દિવસે થઈ? હિંદુસ્તાનમાં કયે દિવસે થઇ અને કયાં થઈ? આપણો ધર્મ શું છે?

**સાર**—શહેનશાહ જ્યોર્જના વખતમાં આપણા જાનમાલનું રક્ષણ થાય છે, તથા અદલ ન્યાય મળે છે. માટે આપણે શહેનશાહ જ્યોર્જ ઘણું વર્ષ જીવો એવી પ્રાર્થના કરવી જોઇએ.

**પાઠ ૨ જો.**

સ્વામિભક્તિ=ધણીપર પ્રેમભાવ;ધણીની સેવા
નાગોર=અજમેર એ રજપુસ્તાનમાં છે.
થાણું=કચેરી.
ઘેરો ઘાલ્યો=કબજે કર્યું
લડત=લડાઇ; યુદ્ધ
બચાવ=રક્ષણ.
સંભવ=આશા; ભરોસો
શરણ ગયો=તાબે થયો
આશ્રય=મદદ
જયપુર=જેપુર.
મુકામ=રહેઠાણ.
કપટી=દગલબાજ
મુલાકાત=મેળાપ.
શરણાગત=શરણે આવેલો.
બાજુએ મૂકયો=વિસારી દીધો.
ખાસ=ઘણો
વિશ્વાસુ=ભરોસાદાર
ગુપ્ત=છાની
ઝપાઝપી=કાપાકાપી; કતલ
જીવને જોખમ લાગશે=મરી જશે.
સોગન=કસમ
કુશળતા=સુખાકારી
સમાચાર=ખબર
ઝબ્બો=ઝુલતો ઢીલો અંગરખો.
ચાળ=કારણ
પ્રસંગ=વખત
ચેત્યો=સમજ્યો
ખંજર=જમૈયો
પ્રાણ લઇશ=મારી નાખીશ.
મ્યાન=કવર
નમ્રતા=નમ્રતાઈ
મુજરો=સલામ
વિશ્વાસઘાતી=ભરોસો તોડનાર
ફિદાદરણ=દાખલો
નીમકહલાલ=જેનું ખાય તેનું ભલું ચાહનાર
જીત=ફતેહ.

**સવાલ**—વિજયસીંગ કયાંનો રાજા? વિજયસીંગને કોણે હરાવ્યો? ત્યાર પછી કયાં ગયો? ત્યાં શું થયું? પછી કયાં ગયો અને શા માટે? ઇસરીસીંગ કયાંનો રાજા? વિજયસીંગના બાપને

કોણે ઠરાવ્યો હતો? રજપુતોનો મુખ્ય ધર્મ શું છે? વિજયસીંગને ઇસરીસીંગ કેદ કરનાર છે એ વાત જવાનસીંગના જાણુવામાં ક્યાંથી આવી? જવાનસીંગને કેદ પકડાતો શી રીતે બચાવ્યો? ઇસરીસીંગે પોતાના સરદારોને કોનો દાખલો બતાવ્યો? જીત મેળવવાની આશા ક્યાં રાખી શકાય નહિ?

**સાર**—જેનું લૂણ ખાધું હોય તેનું હલાલ કરવું એ દરેક માણુસની ફરજ છે.

**પાઠ ૩ જો.**

સૂર્યવંશી=સૂર્ય ઉપરથી નીકળેલા કુળમાં પેદા થએલા.
પ્રખ્યાત=નામીચા
લગભગ=આશરે.
અવતર્યો=જન્મ્યો
રિવાજ=ધારો; રીત
ભાવ=હેત; પ્યાર
બેઠક=ગાદી
ધાસ્તી=શક; બીક
પક્ષપાત=તરફદારી
ધક્કો=નુકસાન
ખેદ=દીલગીરી
યુક્તિ=તદબીર; કળા
પાયમાલ=છેક નાશ થએલો હોય તેવું
સોસવું=વેઠવું; ખમવું
ઉદાર=સખી
હૃદય=અંતઃકરણ; મન
પાણીપાણી=નરમ
ઝળઝળીઆં=આંખમાં પાણીનું ભરાઇ આવવું તે.
ગોઠવણ=તજવીજ
ભલે=સુખે; નિર્ભય
આડે=વચ્ચે
પણ=બાધા; નિયમ
ક્ષણે=વેળાએ
જન્મભૂમિ=જે જગામાં જન્મ થયો હોય તે
ખીજમતદાર=સેવક
ઝરો=ધીરે ધીરે પાણી વહે તે વહેણ
ઘુંટડો=મોંમાં માય એટલું
શૂરવીર=બહાદુર
કામગી=નોકરી
વીત્યા=ગયાં
દેહ=શરીર
ઝળહળે=પ્રકાશે
ટેક=બોલેલું પાળવું તે

**સવાલ**—રજપુતોમાં કયું કુળ ઉંચું ગણાય છે? માબાપને

હમેશાં ક્યા છોકરાપર હેત વધારે હોય છે? રાજસીંગને ભીમસીંગ માટે શું વહેમ હતો? ભીમસીંગે તે વહેમ દૂર કરવા શું કર્યું? ભીમસીંગે પાણીનું પ્યાલું શા માટે ફેંકી દીધું? બે છોકરામાંથી કયો છોકરો આપકર્મી?

**સાર**—માબાપનું મન ન દુખાવવા માટે, અને તેમને રાજી રાખવા માટે તેમની મરજી મુજબ ચાલવું.

**પાઠ ૪ થો.**

માનતું=કબુલ કરતું
કંદમૂળ=કંદ ને મુળીઆં
ઉપવાસ=અપવાસ; ભૂખ્યા રહેવું તે
વેઠવો=ખમવો
વિકરાળ=બિહામણું
રાક્ષસો=દૈત્યો
નિશ્ચય=ઠરાવ
વહાણે વાગે=સવાર થતે
ઠર્યું=નક્કી થયું.
કોપ=ગુસ્સો; રીસ
પૂર્ણ=પુરું.
ખોળે માથું મૂકીશ=શરણે રહીશ.
આશિષ=આશીર્વાદ
વિજોગ=જુદું પડવું તે
સાજેતાજે=સુખરૂપ
રક્ષા=બચાવ; રક્ષણ
મુંઝાવું=અકળાવું
વસમાં=ઘણાં કઠણ
આરો=અંત
આગ્રહ=હઠ
અવસ્થા=હાલત
વિનંતી=અરજ.
ચલણ=સત્તા
ઝૂરીઝૂરીને=મનમાં બળી બળીને
નમન કર્યું=બે હાથ જોડયા; પગે લાગ્યા
સોંપણ=સપુરત
હૈયું ભરાઈ આવ્યું=આંખમાં આંસુ આવ્યાં
વનવેશ=વનમાં પહેરવાનો પોશાક
ધારણ કર=પહેર
મૂર્છા ખાઇ=બેભાન થઈ
તિરસ્કાર=ધિક્કાર
અધર્મ=અનીતિ
ઋષિ=તપસ્વી
વિદાય કીધા=વળાવ્યા
બેશુદ્ધ=બેભાન
પ્રાણ ત્યાગ કીધો=મરી ગયા; સ્વર્ગવાસ કર્યો

**સવાલ**—સીતા કેવી સ્ત્રી ગણાય? રામને વનવાસ કોણે અપાવ્યો? કૈકેયીનો કોણે તિરસ્કાર કીધો અને શા માટે? રામ વન-

વાસ શા માટે ગયા ? સીતાને શા માટે વનમાં આવવા ના પાડી ? રામચંદ્રજીનું માતા પ્રત્યે કેવું હેત હોવું જોઇએ ? સાવકી મા છોકરા સાથે કેવી રીતે વર્તે છે ? બંધુ કેવા જોઇએ ? દશરથ રાજાની આજ્ઞા લેવા જવાનો હેતુ શો ? વનવેશ તે શું હશે ?

સાર—વિચાર વગરનું કામ કરવાથી પાછળથી પસ્તાવું પડે છે. માબાપનું વચન પાળવા માટે દુઃખ સહન કરવું.

પાઠ ૫ મો.

દુકાળીઆ=ભૂખથી પીડાતાં માણસ
દુબળા=કમજોર
પેટપુર=પેટ ભરીને
સુકાઈ ગયા=લેવાઇ ગયા
એંજીન=વરાળથી ચાલતો સંચો
કુદરતી=ઇશ્વરે મૂકેલી
કાયમ=ચાલુ
ગરમી માપવાનું યંત્ર=તરમલાઇ થર્મોમિટર
ધરી=જે દાંડીપર પૈડું ફરે છે તે; આંક; આસ
નિરંતર=હંમેશાં
નાડી=નાડ
ઉછળે છે=ધબકે છે
અંગ=ભાગ
સમાર=દુરસ્ત
સાકર=મીઠો પદાર્થ; ગળી ચીજ
ચરબી=ચામડીની અંદર ઠરેલો ચીકણો પદાર્થ
દુરસ્ત=સાફ
ક્ષાર=ખારો પદાર્થ
શ્રેષ્ઠ=ઉત્તમ
જુદી જુદી વાની=જુદી જુદી વસ્તુ
ફાયદાકારક=લાભકરનાર

સવાલ—દુકાળીઆનાં શરીર કેવાં હોય છે ? દુકાળીઆનાં શરીર એવાં શાથી થાય છે ? આપણને ખોરાકની જરૂર શા માટે છે? ખોરાક ન મળે તો અંદરના ભાગમાં શું થાય છે ? ગરમી માપવાના યંત્રનું નામ શું ? એંજીન ચલાવવાને શેની જરૂર છે ? આપણા શરીરના અવયવો બરોબર ચલાવવાને માટે શાની જરૂર છે ? નાના છોકરાના શરીરનું વજન વધારે કે મોટાનું ? ગરમી કયો પદાર્થ ખાવાથી ઝટ ઉત્પન્ન થાય છે ? ચરબી વધારવા માટે કયા પદાર્થ

ખાવાની જરૂર છે? ચરબી વધારનાર પદાર્થ કયા મુલકના લોકો વધારે ખાય છે? કયા પદાર્થ માંસ વધારે છે? ક્ષાર પદાર્થ ખાવાની જરૂર શા માટે છે? લોહી સાફ કરવાને માટે કેવા પદાર્થની જરૂર છે? દૂધ કરતાં પણ વધારે ફાયદાકારક શું છે?

**સાર**—માણસને હંમેશાં હવા ને પાણી સિવાય ખોરાકની પણ જરૂર છે, કારણ કે તે વડેજ અંદરના સંચાને પુષ્ટિ મળે છે.

**પાઠ ૬ ઠ્ઠો.**

થાકીપાકી=કમજોર થઇ
નિસાસા=નિઃશ્વાસ
બકવાટ=લવારો
દોષ=ઠપકો
મસાલો=તેજાનો
અગરીયા=મીઠું પકવનાર
અગર=મીઠું પકવવાની જગા
પીલતાં=કપાસમાંથી કપાસીઆ છુટા પાડતાં
કાંતતાં=સુતર બનાવતાં
વણકર=વણવાનું કામ કરનાર
નિર્માણ કરેલું=ઠરાવેલું
ગરજ=મતલબ
ગરજ સારેછે=ખોટ પુરી પાડે છે
સમાધાન=ગુંચવણ કે ચિંતાનું મટવું તે

**સવાલ**—આ ડોસી કેવી હતી? શા માટે ભગવાનને દોષ દેતી હતી? તેના મનનું સમાધાન કોણે ને શી રીતે કીધું?

**સાર**—દુનિયામાં દરેક માણસને એક બીજાનો ખપ પડે છે માટે કોઇની સાથે બુરાશ કરવી નહિ. દુનિયા માંહેલા પદાર્થ એક બીજાની મદદથી બને છે.

**પાઠ ૮ મો.**

અવલોકન=બારીક તપાસ
ખોડું=લંગડું
લાધ્યું=નાખ્યું; મૂકયું
ધારી ધારીને=તાકી તાકીને.
પારખ્યું=ઓળખ્યું.
કેણી મેર=કઇ તરફ
જવાહીર=કીંમતી રત્નો (હીરા, માણેક, મોતી વગેરે)
ફકીર=મુસલમાન સાધુ
ઝાડો=ઝાડતી; તપાસ
તપાસ=શોધ

સાક્ષી=જાહેર

જાદુગર=જંત્ર મંત્ર કે અજાએબી ભરેલા ખેલ કરનાર; છલમી

સજા=શિક્ષા

નવાઇ=અચરતી; અચંબો.

જાદુ=છલમ.

ગમ=બાજુ.

કાણું=એક આંખ ફુટેલી હોય એવું.

આછું=થોડું.

લંગડું=ખોડું

અનુમાન=વિચાર કરીને અટકળ કરવી તે.

બમણુતી=ગણુ ગણુ અવાજ કરતી

વેરાય=કણ છુટા પડે

ઢોળાય=છલકાય.

શાબાશી=ધન્યવાદ.

ફેર=તફાવત.

ટેવ=મહાવરો.

**સવાલ**—ફકીરને રસ્તામાં કોણ મળ્યું? ફકીરને કેવી ટેવ હતી? ફકીરનું અનુમાન ખરૂં હતું કે ખોટું? ફકીર ગુનેગાર હતો કે નહિ? ફકીરે ઉંટ વિષે શી શી હકીકત કહી? રાજાએ ફકીરને શા માટે છોડી દીધો? અવલોકન કરવાની ટેવથી શું ફાયદો?

**સાર**—દરેક માણસે હરેક વસ્તુ બરોબર જોવાની તથા તે ઉપર વિચાર કરવાની ટેવ પાડવી.

## પાઠ ૯ મો.

ભલામણપત્ર=સિફારસનો કાગળ

ઉમેદવાર=ઉમેદ રાખનાર

ખોળ=શોધ.

વર્તમાનપત્ર = ચાલતા વખતના સમાચારનું છાપું; ન્યુસપેપર.

જાહેર ખબર=છપાવી ખબર આપવી તે; નોટીસ

પસંદગી=પાસ

મહેરબાની=કૃપા

ભલામણ=સિફારસ; લાગવગ

લાયકી=લાયકાત

લુછી=સાફ કરી

જાજમ=જાડું બિછાનું

વ્યવસ્થા=સારી ગોઠવણ

સ્વચ્છતા=ચોકખાઇ

દીસી=દેખાઇ; જણાઈ

વિચારવંત=સમજુ

સ્થિતિ=હાલત; દશા

વિનય=નમ્રતા

સભ્યતા=સલુકાઈ

રીતભાત=ચાલચલગત

ઓળંગી=વટાવી

ઠેસ=ઠોકર

ચોકસ=સાવધ; સંભાળ લઇ વર્તનાર

કાળજીવાળો=ખંતીલો

| | | |
|---|---|---|
| ધક્કા=અડસેલા | મરોડદાર=સારા વલણ-વાળા | સાવધ=હોશિયાર |
| પ્રયત્ન=વધારે મહેનત | રેતદાની=રેતી ભરવાનો ખડીઓ. | ખુલ્લું=દેખીતું |
| શાંત=ધીરજવાળો | | તોલ=પરીક્ષા; તુલના |
| લક્ષણ=ટેવ; આદત | | |

**સવાલ**—શેઠીઆને ત્યાં કેટલા ઉમેદવારની અરજી આવી? તેમાંથી કેટલા પાસ થયા? શેઠે કેવી રીતે પરીક્ષા કરી તે કહો. અક્ષર કેવા લખવા જોઇએ? લખાણ કેવું જોઇએ? જે ઉમેદવાર પાસ થયો તેમાં કયા કયા ગુણ હતા? તેની પાસે ભલામણપત્ર હતો કે નહિ?

**સાર**—દરેક માણસને નોકરી પર રાખતાં પહેલાં તેના ભલામણપત્ર ઉપર આધાર ન રાખતાં તેને બોલાવી મંગાવી જાતે તેની ખાતરી કરવી.

**પાઠ ૧૦ મો.**

| | | |
|---|---|---|
| ગુજરી ગયા=મરી ગયા | પર્યંત=સુધી | કંઠી=ડોકમાં પહેરવાનું સોનાનું ઘરેણું. |
| સંકટ=દુઃખ | ભાષણ=બોલ | વીસરી=ભૂલી. |
| ઘરેણુંગાઠું=ઘરેણાં વગેરે | ગુમાસ્તો=મહેતો | દળદર=ગરિબાઇ |
| વેચી સાટી=વેચી બદલો કરી | અદેખાઇ=ઝેર; કીનો | ફિટાડીએ=મટાડીએ |
| સાધન=સાહિત્ય | વિરૂદ્ધ=સામું; ઉલટું | બોધ=ઉપદેશ |
| સમયે=વખતે | કસોટી=તોલ; પરીક્ષા | સંતાન=છોકરૂં |
| ઉદ્યમે=ધંધે | સોદો=માલ; સામાન | મિલ્કત=માલમતા |
| જિંદગી પર્યંત=મરતાં સુધી | ભાવતાલ=કીંમતની પડપૂછ | વારસ=હકદાર |
| | રવાદારગી=છુપી દલાલી કાઢવી તે | |

**સવાલ**—જગમોહન કેવો છોકરો હતો? તેની સ્થિતિ કેવી હતી? એવી સ્થિતિ આવવાનું કારણ શું? જુના ગુમાસ્તાની ચાડીથી શેઠના મનપર શું અસર થઇ? શેઠે જગમોહનની પરીક્ષા કરવા માટે શું કર્યું? જગમોહન ઉપર વધારે વિશ્વાસ શાથી બેઠો? જગમોહનમાં કયો ગુણ હતો? જગમોહનને તેના ગુણનો બદલો મળ્યો કે નહિ?

**પાઠ ૧૧ મો.**

સંસાર=દુનિયાનો વહેવાર
દરવેશ=ફરતો ફકીર; એક જગ્યાએ સ્થિર નહિ રહેનાર ફકીર
ત્યાગ કરીને=તજીને
તાણ=તંગાશ; ખોટ
ફાટી નીકળતો=ફેલાતો
એકાંતવાત=એકાંતમાં રહેવું તે.
સારવાર=સેવા; ચાકરી
આખર અવસ્થા=મરવાનો વખત
દિલાસો=ધીરજ
નામીચો=પ્રખ્યાત
બદમાસ=હરામખોર
સંખ્યાબંધ=ઘણાજ
લૂટફાટ=મારમારી લૂટી લેવું તે.
પવિત્ર=શુદ્ધ
દુરાચરણ=ખરાબ ચાલચલગત.
ધર્મિષ્ટપણું=ધર્મ પ્રમાણે ચાલવું તે.
અમર=અચળ; કાયમ
રસ્તો=ઉપાય; ઇલાજ
અશક્ય=થઈ શકે નહિ એવું.
મુશ્કેલ=કઠણ; અઘરું.
ટોચ=શિખર
બોજો=ભાર
કલ્યાણ=ભલું
લૂટ=ખુલ્લી રીતે માર. મારીને લઇ લેવું તે.
ફરમાન=હુકમ
માથે ચઢાવી=કબુલ કરી
વર્તણુક=ચાલચલગત

**સવાલ**—દરવેશની નામના શાથી થઈ? લુટારા પાસે કેટલાં માણસો, ગુલામ તથા દોલત હતી? એ દોલત તેણે શી રીતે મેળવી હતી? દરવેશે ત્રણ પથરા શા માટે ઉંચકવા કહ્યું? લુટારો ખરો સુખી હતો કે નહિ? એ કયારે સુખી થયો?

**સાર**—આપણે બીજાનાં દુઃખ મટાડવા માટે પ્રયત્ન કરવો.

**પાઠ ૧૨ મો.**

ખોટા=જુઠા
અજ્ઞાની=સમજણ વગરના
ધારે=માને
ભૂત=મરી ગયા પછી કોઇ માણુસનું પ્રેતરૂપ થાય તે
ઝોડઝપટથી=ભૂતના સપાટામાં આવવાથી
અરસામાં=દરમિઆનમાં
જીવ ભમી આવ્યો=ચકરી આવી.
ચપટી ચપટી=જરા જરા
કડક=સખત
કરડી=સખત; આકરી
અંગારા=સળગતા કોયલા.
ઉંધો=અવળો.
ચોંટી=વળગી.
મંદવાડ=રોગ
પ્રયોગ=અમુક સાધન વડે કંઇ કરી બતાવવું તે; અખતરો
ચીસ=બરાડા
સોડે=પીમળે
ફાટી જાય=દૂધ ને ચોખ્ખા જુદા પડી જાય
ઉતરી જાય=બેસ્વાદ લાગે
કસર=ખામી.
જુગતીથી=તદબીરથી; યુક્તિથી
ભિનાશવાળી=ભેજવાળી; શરદીવાળી

**સવાલ**—વહેમી લોકોમાં કઇ કઇ જાતના વહેમ ચાલે છે? વહેમ ટાળવાને માટે કયા કયા પ્રયોગ કરશો? નજર લાગવાનો દાખલો આપો. કુલ્લીનો પ્રયોગ શી રીતે કરશો? નજર બાંધે છે ત્યારે થાળી સાથે વાડકો ચોંટી જવાનું કારણ શું? નજર બાંધવાથી રોગ સારો થાય છે કે નહિ? રોગ શાથી સારો થાય છે? પાપડ બગાડવાનું, દૂધપાક ફાટી જવાનું, અથાણું બગડી જવાનુ કારણ શું?

**પાઠ ૧૩ મો.**

નજરે પડે છે=દેખાય છે
એકાએક=ઓચિંતું; એકદમ.
મુઠ=ચોટ.
જીવ=જીવાત; જીવડાં
સળો=જીવાત; જીવડાં.
અદાવત=દુશ્મનાઇ; વેર.

ભુવો=ભૂત કાઢનાર.
ઉતાર=ભૂત પ્રેત વગેરે કાઢવા માટે માથે ઉતારેલું જે ધાન્ય વગેરે ચકલે મૂકવામાં આવે છે તે.
ભોપાળું=પોકળ
ફાંદો=જાળ
ડાકણ=ખરાબ નજરની સ્ત્રી; ભૂત થયેલી સ્ત્રી; ચુડેલ
ચાળા=નિશાની
મસાણ=મુડદાં દાટવા બાળવાની જગા
ઠુંઠું=ડાળાં પાંદડાં વગરના ઉભેલા ઝાડનું થડ
ધડકે છે=ધબકે છે.
શોરબકોર=ઘુમાટ
વીગત=વાત
વિખ્યાત=પ્રખ્યાત
મંછા=ઇચ્છા
મંછાભૂત=મનની ઇચ્છા, એજ ભૂત
શંકા ડાકણ=વહેમ એજ ડાકણ
કહેવત=કહેતી
વશીકરણ=વશ કરવાની વિદ્યા
શુકન=ધાર્યું થવાના ચિહ્ન
અપશુકન=નઠારા શુકન
તપાસ=શોધ; ખોળ

**સવાલ**—ઝાડને મૂઠ મારેલી કયારે કહેવાય ? ઝાડ જડમૂળમાંથી એકાએક શા કારણથી પડી જાય છે ? ભુવા લોકો મૂઠ ઉતારવાને શું પ્રયોગ કરે છે ? બૈરાંઓ શા કારણથી ધુણે છે ? મસાણ કોઈ ભડકા કયા કારણથી દેખાય છે ? શહેરમાં કે ગામમાં ભડકા શા માટે નથી દેખાતા ? તમે વહેમને ખરા માનો છો કે ખોટા ? ખોટા માનો છો તો તેનાં કારણો સમજાવો. વશીકરણ એ શું છે ? શુકન શું છે ?

**સાર**—કોઇપણ જાતનો વહેમ રાખવો નહિ. વહેમ રાખવાથી શરીરમાં બેચેની થાય છે અને તેથી રોગ આવે છે.

**સમજુતી**—જોરથી પવન આવ્યો તેથી નળીઉં ખસી ગયું, (એટલે સહેજ અવાજ થયો) તે સાંભળી કુતરૂં ભસવા લાગ્યું; તેથી ( ત્યાં ઘણાં માણસો એકઠાં થયાં ) ત્યાં ઘણોજ ગડબડાટ

થયો તેમાં કોઇ માણુસ કહે છે કે મેં ચોર નાસતો જોયો; એવી ખોટી વાતને લોકો લંબાવીને પ્રખ્યાત કરે છે, અખો કહે છે કે ભાઇઓ વહેમની વાત એવી હોય છે.

**પાઠ ૧૪ મો.**

તાગ=છેડો; અંત
અપાર=પાર વગરનું
વાવાઝોડું=પવનનું તોફાન.
તૂટી પડશે=નીચે પડશે
કાટકા=કડાકા; ગડગડાટ
ચિરાઇ=ફાટી
ભયંકર=બિહામણા
બનાવ=બીના
અતિવૃષ્ટિ=ઘણો વરસાદ
કરાં=બોર જેવાં પાણીનાં બંધાયલાં ટીપાં
હિમ=ઘણી ટાઢ
ધરતીકંપ=જમીનનું હાલવું
જવાળામુખી=બળતો પહાડ
આનંદકારી=ખુશકારક
મંદમંદ=ધીમો ધીમો
નિરંતર=હંમેશાં
માફક=અનુકૂળ
અદ્દભુત=નવાઇ જેવું
ચમત્કારી=નવાઇ જેવું
દીંગ=તાજુબ
દીંગ થઇ જઇએ છી-
એ=અક્કલ કહ્યું કરતી નથી
છેવટ=આખર
અનંત=પાર વગરના
થ્રોડા=મોટી છાળો
મોજાં ઉતરી જાય છે=ઓટ થાય છે
છાયા=શીળો
સ્વપ્નાવશ=સ્વપ્ના આવે એવી સ્થિતિ
આત્મા=જીવ
ખોળીઆમાંથી=શરીરમાંથી.

**સવાલ**—આકાશનો છેડો ક્યાં છે? તારા કેટલા છે? તારા આપણી પૃથ્વી કરતાં મોટા છે કે નાના? મોટા છે તો નાના શા કારણથી દેખાય છે? પૃથ્વી મોટી કે આકાશ? વીજળી શું છે? ધરતીકંપ શા કારણથી થાય છે? ભયંકર બનાવો ગણાવો. આપણા શરીરમાં કયા કયા ચમત્કારી બનાવો બને છે? સ્વપ્નું એ શું છે?

**પાઠ ૧૫ મો.**

સત્તા=બળ; શક્તિ
વિસાતમાં=ગણતરીમાં
અમલ=હુકમ
ઇંદ્રિયો=જે વડે જ્ઞાન અને કર્મ થાય છે તે.

(જેવી કે આંખ, કાન, નાક, જીભ, ચામડી, મોં, હાથ, પગ, ઉપસ્થ, ગુદા, પહેલી પાંચ જ્ઞાનેંદ્રિય અને બીજી પાંચ કર્મેંદ્રિય કહેવાય છે)
બ્રહ્માંડ=પૃથ્વીનો ગોળો
સમર્થ=જોરાવર
કાર્યો=કામ
ખાતરી=ભરોસો

વ્યાપી=ફેલાએલો
સર્વ શક્તિવાન=બધી શક્તિવાળો; બધી વાતે પુરો.
સર્વવ્યાપી=બધે ફેલાયલો.
સર્વજ્ઞ=બધું જાણનાર
આપોઆપ=પોતાની મેળે.
અમુક=હરેક; ચોકસ
આધારે=આશરે

હેતુ=મતલબ
ઋતુ=મોસમ
નિયમસર=મુકરર કરેલે વખતે
ન્યાયી=ઇન્સાફી
દયાવાન=દયાળુ
આરોગ્ય=તંદુરસ્ત
સોસવું=ખમવું; વેઠવું
પાપ=ઇશ્વરની આજ્ઞાની ઉલટું કરવું તે

**સવાલ**—પૃથ્વી ઉપરના પદાર્થોનો અનુભવ આપણને શાથી થાય છે? ઇંદ્રિયો કેટલી જાતની છે અને કઇ કઇ? આ બધી જગતની રચના કોણે ઘડી છે? પરમેશ્વરને મોટો અને જોરાવર શાથી સમજવો? પરમેશ્વર સર્વશક્તિમાન, સર્વવ્યાપી અને સર્વજ્ઞ શાથી કહેવાય છે? જગત જે નિયમો વડે ચાલે છે એ નિયમો કોણે બાંધ્યા છે? જગત કયા એ મોટા નિયમોને આધારે ચાલે છે? એ નિયમોનાં નામ કહો. પરમેશ્વર ન્યાયી, માયાળુ અને દયાળુ છે એ તમે શાથી કહો છો. પરમેશ્વર કયારે નારાજ થાય? પાપ એટલે શું? ઇશ્વરી નિયમો પાળવાથી ફળ શું?

**સાર**—પરમેશ્વર સર્વવ્યાપક, સર્વશક્તિમાન, સર્વજ્ઞ, સમર્થ, માયાળુ અને દયાળુ છે.

**પાઠ ૧૭ મો.**

આગબોટ=વરાળથી ચાલતું મોટું વહાણ
વિલાયત=ઈંગ્લાંડ
ખાસ=મુખ્ય
ખલાસી=વહાણ ચલાવનાર
એકંદર=કુલે
ભરદરીએ=દરીઆની અધ વચે
મુસાફર=સફર
હંકારવામાં=ચલાવવામાં
સપાટી=ઉપલો ભાગ
ખડક=પાણીમાં ઢંકાઈ રહેલો પત્થર
ગાબડું=મોટું કાણું.
કમાન=વહાણ કે આગબોટનો વડો. અમલદાર
વીર=બહાદુર
અવકાશ=વખત
ગડબડાટ=ઘુમાટ; શોરબકોર
પડઘમ=એક વાજીંત્ર; ઢોલ.
તુતક=આગબોટનો આગલો ઉપલો ભાગ
દૃઢ મનથી=પાકા વિચારથી.
બડબડાટ=બકવાટ.
સાહસ=અવિચારી કામ
ડોલ=સઢ ચઢાવવાનો થાંભલો.
જળચર=પાણીમાં રહેનાર.
ફરજ=ધર્મ; કર્તવ્ય
અમર=કાયમ; અચળ
યાદગીરી=નામના.
કીર્તિસ્થંભ=યાદગીરી રહેવાને માટે ઉભો કરેલો ચણતરનો થાંભલો

**સવાલ**—આગબોટમાં બધું મળી કેટલાં માણસો હતાં? નજીક આવી પહોંચ્યાં એટલામાં શું થયું? કમાને ને લશ્કરના અમલદારે શું કર્યું? કેટલાં બચ્યાં? જળચર પ્રાણીનાં નામ દો. ખલાસી અને સિપાઈઓનું નામ શાથી અમર રહ્યું? એમનું નામ અમર રાખવા માટે કોણે શું કરાવ્યું?

**સાર**—દરેક માણસે પોતાની ફરજ ખરા અંતઃકરણથી બજાવવી.

**પાઠ ૧૮ મો.**

ફરતો=ચોગરદમ
કોટ=છોથી બાંધેલી ઉંચી જાડી મજબુત દિવાલ કે સલાટ
કાબેલ=હોશિયાર.
મિસ્તરી=મુખ્ય કડીઓ
સુલતાન=મુસલમાન રાજા; બાદશાહ.

અજાયબ તરેહનો=નવાઈ જેવો
દહાડાને અંતે=સાંજે
ચણતર=ચણવાનું કામ
ભેદ=છુપી વાત
હીકમત=યુક્તિ; તદબીર
બેઠક=મુકામે
ઇલમ=જાદુ
બેશક=નક્કી; જરૂર
આજીજી=કાલાવાલા
ઝારી=નાળચાવાળી લોટી
ઇલમી=જાદુગર; મંત્ર જાણનાર
નિર્ભય=ભય વિનાનું
સ્થાન=ઠેકાણું
કબુલાત=વચન

**સવાલ**—અહમદશાહ કોણ હતો ? તેણે કયું શહેર વસાવ્યું ? કોટ બંધાતો હતો તે પાછો ઉખડી શા કારણથી જતો હતો ? ઉખડી જવાનું કારણ સુલતાનના જાણવામાં આવ્યું ત્યારે તેણે શું કર્યું ? માણેકનાથ કોણ ? અમદાવાદમાં તેની જગા હાલ ક્યાં છે ?

**પાઠ ૧૯ મો.**

પ્રમાણિક=વાજબી રીતે ચાલનાર
કંટાળો=તિરસ્કાર; ચીડ.
નામું ઠામું=લેણદેણનો હિસાબ
આડુંઅવળું=જુદું
વ્યાજવટાવ=વ્યાજ વગેરે
વટાવ=નુકસાની લેવી અથવા આપવી તે
દફતર=ચોપડા
ખિન્ન=દુઃખી; દીલગીર
સદબુદ્ધિ=સારી બુદ્ધિ
તત્કાળ=તરતજ
ફુલાતો=ખુશ થતો
અમે=એ
બનીઆ=વાણીઆ
ચલબે=ચાલ
બતા=દેખાડ
કીધર=ક્યાં; કયે ઠેકાણે
આનાકાની=હા ના.
ચાબુક=ચાબખો
ફેરવી તોળ=વાત ફેરવ
ઉસકું=એને
પાગળ=મૂર્ખ
કરતો હરતો=કારભારી
સાખ=આબરૂ; વટ

**સવાલ**—છગનને દુકાનનું કામ જોઈ કંટાળો આવવાનું કારણ શું ? દુકાનમાં એક દિવસ શી બીના બની ? પટેલનો હિસાબ કેવી રીતે ગણ્યો ? થોડા વાર પછી બીજો શું બનાવ બન્યો ? તેનું પરિણામ શું આવ્યું ? ભૈયો વાણીઆને મુકાને કેમ જતો રહ્યો ?

ગુમાસ્તાને શેઠે શા માટે કાઢી મુકયો ? શેઠની સાખ શાથી વધી ? ગુમાસ્તાને ઠગાઇનું શું ફળ મળ્યું ?

**સાર**—કોઇને પણ ઠગીને લેવાની દાનત રાખવી નહિં. કોઈની મશ્કરી કરવી નહિ. હંમેશાં પ્રમાણિકપણે ચાલવું.

**પાઠ ૨૦ મો.**

ખરૂંકામ=વ્યાજબી કામ
છાતી ચલાવનાર=હિંમતવાન
કાને=સાંભળવામાં
આર=ભમરડાની નીચે લોઢાની પાતળી સળી હોય છે તે
અણબનાવ=એબનાવ
નકશો=ગામ કે દેશનો ચીતરેલો નમુનો
મશ્કરી=મજાક
દાખલો=હિસાબ
નિંદા=કોઈનું ભુંડું બોલવું તે
મોઢું ઉતરી ગએલું=ઝંખવાયલો
કસુર=વાંક; ખામી; ભૂલ
વંકાવું=મેળ ન રાખવો
શરમ=માન; સહે
હાંસી=મજાક; મશ્કરી
છાપ=અસર
ચાહે=ચ્હાયછે
ચાલ=રીતભાત; વર્તણુક
કજીઓ=કંકાસ; ટટો ફિસાદ
દુર્ગુણ=અનીતિ

**સવાલ**—જયાનંદને જીવણરામ, ચુનીલાલ અને મહેતાજીના છોકરા સાથે અણબનાવ થવાનું કારણ શું ? એમાં વાંક કોનો હતો ? જયાનંદનાં વખાણ મહેતાજીએ શા માટે કર્યાં ?

**સાર**—હંમેશાં વાજબી રીતે ચાલવું. કોઈની પણ શરમ રાખવી નહિ.

**પાઠ ૨૧ મો.**

વિક્રમાજીત=જીતાય નહિ આવો વિક્રમ
અજીત=જીતાય નહિ એવો
મેવાડ=ઉદેપુર એ રજપુસ્તાનમાં છે
છંદ=નઠારી ટેવ
વ્યવસ્થા=બંદોબસ્ત
પટાવતો=રાજ્યના મુખ્ય સરદારો
ઠાર મારવું=જીવ લેવો

ધાવ=ધવરાવનાર બાઈ
દાવો=હક.
રણવાસ=રાણીવાસ; જનાનખાનું.
યોજવા=કરવા
બાળહત્યા=બાળકને મારી નાખવું તે.
નિર્દોષ=બીનગુનેગાર; અપરાધ વિનાનો.
દયાજનક=દયા ઉપજાવે એવા

પીગળ્યું=પોચું થયું; દયા આવી.
ઘાતકી=ક્રૂર; નિર્દય;.
વર્ણન=બ્યાન; હકીકત
કલ્પાંત=ઘણું રડવું કકળવું તે; રડારોળ
રાજભક્ત=વફાદાર
કઠણ=હૈયું=દયા વગરનું મન
હજામ=વાળંદ
આસરો=મદદ; સહાયતા

ભાળ=તપાસ; પત્તો
રક્ષણ=સંભાળ
જીવ્યું=જિંદગી
સાર્થક=સફળ
સર્વસ્વ=બધું.
સપુરત=સોંપણ.
ચર્ચાય=ફેલાય; પ્રસરે
પરિણામ=ફળ; છેવટ
હદવાળી=આખર કરી
પન્નુ=એક જાતનું કિંમતી રત્ન.

**સવાલ**—વિક્રમાજીતને શા માટે મારી નાખ્યો? ઉદેસીંગ કોનો છોકરો? ઉદેસીંગનો જીવ લેવાનું વનવીરે શા માટે ધાર્યું? ઉદેસીંગનો બચાવ કેવી રીતે થયો? પન્નાએ ઉદેસીંગને કોને સોંપ્યો? શેઠે ઉદેસીંગને રાખવાનું કારણ શું?

**સાર**—આપણી ફરજ ખરા અંતઃકરણપૂર્વક બજાવવી અને તે બજાવવામાં પાછી પાની કરવી નહિ.

**પાઠ ૨૨ મો.**

ઈલાકો=ઘણા જિલ્લા એજન્સિ અને સંસ્થાન મળીને થએલો ગવર્નરના તાબાનો ભાગ
સૈકો=સો વરસનો કાળ

સુકાની=સુકાન ચલાવનાર.
ગફલત=બેપરવા
ખડક=પાણીમાં ઢંકાયલો પત્થર.
નિશ્ચે=નક્કી; નિરધાર

બચવાના=ઉગરવાના
ઇરાદો=મનસુબો; વિચાર
નીમ્યો=નીમણુક કીધી
યુક્તિ=તદબીર; કળા; હિકમત
સંખ્યા=ગણતરી

માન્યારાખી=કબુલ કરી
મોતને શરણે ગયા=મરી ગયા.
આજીજી=કાલાવાલા
રાહ=વાટ
શિર=માથું
એકલદોકલ=એકલો
ચિંતા=ફીકર; ધાસ્તી
છાતી ભરાઈ આવી= રડવું આવ્યું.
ઉત્તર=જવાબ
કબુલ કર્યું=માન્ય રાખ્યું
સંસાર માંડયો નથી= બૈરી પરણ્યો નથી
કોડ=હોંસ, ઉમંગ
નિયમ=ઠરાવ
બાઝી=વળગી
આગ્રહ=હઠ
છક=દિંગ; ચકિત
હડસેલી મૂકયો=ધક્કો મારી ફેંકી દીધો
બંધુ=ભાઇ
ધર્મ=ફરજ
બંધુધર્મ=ભાઇ તરીકેની ફરજ
સહીસલામત=સુખરૂપ

**સવાલ**—ગોવા કયાં છે? ગોવામાં હાલ કોનું રાજ્ય છે? પોર્ટુગીઝ લોકો ક્યાંના રહેવાસી? વહાણ શાથી ખડક સાથે અથડાયું? ખોરાક વધારે દિવસ ચલાવવા માટે નવા કપ્તાને શું યોજના ઘડી? ચોથી ચિઠ્ઠીમાં કોનું નામ નીકળ્યું? તે પાણીમાં પડયો કે નહિ? નહિ પડવાનું કારણ શું? એના ભાઇને પડવાની શા માટે રજા આપી? તે મરી ગયો કે નહિ?

**સાર**—ભાઇઓ અવાજ જોઇએ.

**પાઠ ૨૩ મો.**

ચિત્રશાળા=ચિત્રકામ શીખવવાની નિશાળ
ચિત્ર=છબી
ઉપરના=ઉપલા
ચિત્રકળા=ચિત્રકામ
શ્રેષ્ઠ=ઉત્તમ; સૌથી સરસ
તોલે=બરોબરીમાં
અદેખો=બીજાનું સારૂં જોઇ બળે એવો
સમાન=બરોબર
કીર્તિ=આબરૂ; માન
કલંક=એબ; બટ્ટો
અનેક=એકથી વધારે; ઘણા
ગપો=જુઠી વાતો
દિનપરદિન=રોજરોજ
હરિફાઇ=બરોબરી; સ્પર્ધા
નકલ=ઉતારો; કોપી
બળિએલ=બીજાનું સારૂં

જોઇ મનમાં બળે એવો

વખોડવું=ખોડ કાઢવી

વડાઇ=મોટાઈ; માન

જન્માષ્ટમી=શ્રાવણ વદ ૮; ગોકળઆઠેમ; કૃષ્ણનો જન્મદિવસ

અદેખાઈ=ઇર્ષા

પંચ=પાંચ અથવા તેથી વધારે માણસની મંડળી; વાંધો પતાવનાર; લવાદ

કળા=હુન્નર; કસબ

કલ્પ્યો=કલ્પના કીધી; ધાર્યો

ટાપુ=બેટ

બાળા=છોકરી

સાંખી=ખમી; સહન કરી

શોભા=ખૂબસુરતી

શાંત થયું=નિરાંત વળી

દશા=હાલ; હવાલ; વલે

રૂબરૂ=હજુર

પીંછી=ચીતરવાની કલમ

છુપી=છાની; ગુપ્ત

પીંછી છુપી ન રહે=કામ જણાઇ આવે

ઠરાવ=નિશ્ચય

ચિત્રકાર=ચિતારો

બેદરકારી=બેપરવા

ઉત્તેજન=પુષ્ટિ; મદદ

ઉત્તેજન દાખલ=ઉત્તેજન માટે

અભિપ્રાય=વિચાર; મત

નિરાશ=નાઉમેદ

ઝીલે મોઢે=ઝાંખે ચહેરે; ઝંખવાણો પડીને

અદેખાઇનું મોં બાળો=અદેખાઇ ન કરો

**સવાલ—**ચિત્રશાળામાં શું શીખવાય છે? ઉપલા વર્ગમાં કેટલા વિદ્યાર્થી હતા? ચિત્રકળામાં કોણ હોશિયાર હતું? એની હોશિયારી જોઈ કોણ અદેખાઇ કરતું અને કોણ તેની બરોબરી કરવા માટે પ્રયત્ન કરતું? ત્રિભુવનની આબરૂને કલંક લગાડવા માટે કોણે શી યોજના કાધી? પ્રાણજીવનનો સ્વભાવ કેવો હતો? ચિત્રશાળામાં શી જાહેર ખબર ચોઢેલી હતી? દરેક ઇનામ મેળવવા માટે કેવી તરેહના ડ્રોઈંગ કાઢયાં? કોનું ડ્રોઇંગ સૌથી સારૂં હતું? ઇનામ કોને મળ્યું? એ ઈનામમાં કોને રૂપીઆ આપવામાં આવ્યા અને શા માટે? પ્રાણજીવનને નિશાળમાંથી શા માટે કાઢી મૂકયો?

સાર—જે પોતાનું ભલું ચાહતા હોય તેમણે હંમેશાં હરિફાઇ કરવી પણ અદેખાઈ કરવી નહિ.

**પાઠ ૨૫ મો.**

સંન્યાસી=બ્રાહ્મણ સાધુ થએલો હોય તે.
પ્રવાસે=મુસાફરીએ
સંધ્યાકાળ=સાંજ
નગર=શહેર.
સરકારવાડો=રાજકુટું-બને રહેવાની જગા
વ્યાઘ્ર=વાઘ.
ચર્મ=ચામડું
વ્યાઘ્રચર્મ=વાઘનું ચામડું.
આરામ=વિસામો
રાજવાડો=રાજ કુટું-બને રહેવાની જગા.
ભાન=સમજ; અક્કલ.
માર્ગે=રસ્તે.
બોચી=ગરદન.
એકાએક=ઓચિંતો; એકદમ.
ગરબડ=શોરબકોર
સ્વામીજી=મુરબ્બીજી
મુકામ=વાસ; રહેઠાણ.
પરંતુ=તોપણ.
ઇશ્વરકૃપા=પરમેશ્વરની મહેરબાની
સવાલ જવાબ=વાદ વિવાદ.
સંબંધ=બાબત; વિષે
અત્રે=અહીંઆં.
સ્થિર=કાયમ; અચળ
ભેદ=તફાવત; ફેર; ફરક
આસન=બેસણું
રાતવાસો=રાત ગાળવી તે

**સવાલ**—સંન્યાસીએ ક્યાં મુકામ કર્યો? સરકારવાડાને શું સમજી મુકામ કીધો? સંન્યાસી રાજવાડાને ધર્મશાળા શા કારણથી કહેતો હતો?

**સાર**—આ દુનિયામાં આપણે મુસાફર જેવા છીએ.

**પાઠ ૨૬ મો.**

નગરચર્ચા=શહેરમાં ફરી લોકોની હાલત તપાસવી તે.
વેશે=પોશાકથી
અચ્છે હો=સારા છો
અબે=એ
તેરા ચલે=તારું ચાલે.
માર ડાલીઓ=મારી નાખજે.
પાદરી=ખ્રિસ્તી ધર્મનો બોધ કરનાર
ઉપદેશ=બોધ; શિખા-મણ.
બાપણ=વ્યાખ્યાન
પુરાણી=ઇશ્વર સંબંધી વાત વાંચનાર.
કથા=ઇશ્વર સંબંધી વારતા.
ફુલાયો=મગરૂર થયો.
વાણી=બોલ.

રસ=લહેજત; સ્વાદ
શ્રોતા=કથા સાંભળનાર લોક
આંસુ ધારા વહે છે=રડે છે.
ભાવિક=શ્રદ્ધાળુ; આસ્થાવાળાં
કોમળ=નાજુક
ફીકા પડી ગયાં=ઝાંખા પડયાં; મોં ઉતરી ગયું; ઉદાસ થયાં
વતન=જાગીર
હક=માલકી; દાવો
દસ્તાવેજ=ખત; લખત
જાગીર=ઇનામમાં મળેલી જમીન
જપ્ત=કબજ
બંદેનવાજ=ગરીબ પર મહેરબાની રાખનાર
તાબાંપતરાં=તામ્રપત્ર
પ્રસન્ન=ખૂશ
કાયમ કરી આપ્યું=બહાલ રાખ્યું; મંજુર કીધું; કબુલ રાખ્યું.

**સવાલ**—અકબર બાદશાહે નગરચર્ચામાં શું શું જોયું? રાજાએ નગરચર્ચા શા માટે જોવી જોઇએ? રાજાએ દેસાઇની જાગીર શા માટે કબુલ રાખી? પુરાણી શાથી ફુલાયો? પાછળથી પુરાણી ફિક્કો કેમ પડયો?

**સાર**—રાજાઓએ-અમલદારોએ વેશ બદલી નગરચર્ચા જોવી જોઇએ.

**પાઠ ૨૮ મો.**

જિંદગી સુધી=મરતાં સુધી
સોદો=માલ
ભટકતો=રખડતો
ભાવ=કિંમત; મૂલ
રકઝક=તકરાર
મજલ=મુસાફરી
હેરાન=દુઃખી
ઘણે રસ્તે=ઘણે ઠેકાણે
બંદર=નદી કે દરીઆ કિનારે આવેલું શહેર કે જ્યાંથી ઘણો માલ આવ જા થતો હોય તે
રાન=જંગલ
પડપુછ=તપાસ
મફત=વગર પૈસે
ટગુંઠું=લટકાઉ

**પાઠ ૨૯ મો.**

સોદાગર=વેપારી
લાગલું જ=તરતજ
તાલ=દાવ; લાગ
જિલ્લાનો=ખમાતો; વેહાતો.
ગરાસીઆ=ઇનામી જમીનવાળો રજપુત
કરગરીને=કાલાવાલા ક-

| | | |
|---|---|---|
| રીને; આજીજી કરીને | સિંધુ=દરીઓ; સમુદ્ર | અંતરમાં=મનમાં |
| પછડાયા=અફળાયા | સમાય=સમાવેશ થાય | જામે=ફેલાય; થાય |
| અતિશય=ઘણોજ | પૂર્ણું=પુરૂં | જગદીશે=પરમેશ્વરે |
| લોભે લક્ષણ જાય=લોભ કરવાથી આબરૂ જાય | નવ=નહિ | કરૂણા=મહેરબાની |
| સરિતા=નદી | તૃપ્તિ=સંતોષ | ઘટતું=લાયક; યોગ્ય |
| નીર=પાણી | તણી='ની' એ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે. | છતું=સીલકમાંનું |
| | આશ=આશા | પાસનું=પાસેનું |
| | | ખોય છે=ગુમાવે છે |

**સમજુતી**—ઘણી નદીઓનું પાણી દરીઆમાં ભળે છે; તો પણ સમુદ્રનું પેટ ભરાતું નથી. તેમ લોભી માણસને પૈસો મળે છે તોપણ તે સંતોષ પામતો નથી. તેને પાંચ રૂપિઆ મળે છે તો તે દસની ઉમેદ રાખે છે, જેને જે લાયક હોય તેને તે પરમેશ્વરે મહેરબાની કરીને આપેલું હોય છે, તે છતાં પણ લોભી માણસ લોભમાં ને લોભમાં પોતાની પાસે સીલકમાં હોય છે તે પણ ગુમાવે છે.

**સવાલ**—લોભીઆને કોણ ઓળખતું હતું? લોભીઆએ બીજે ગામથી માલ લાવવાનો ઠરાવ શા માટે કીધો? નાળિએર માટે એ ક્યાં ક્યાં ગયો અને શું શું જવાબ મળ્યા? લોભીઓ શાથી મરી ગયો?

**સાર**—ઘણો લોભ કરવો નહિ.

**પાઠ ૩૦ મો.**

| | | |
|---|---|---|
| પ્રતાપરાણો=મેવાડના રાજા | રાજધાની=રાજાને રહેવાનું શહેર | શૂરો=શૂરવીર; બહાદુર |
| અસલ=જુની | તળેટી=પહાડના મૂળ આગળની જગા | શરણે=તાબે |
| | | ખેદ=દીલગીરી; અફસોસ |
| | | કુળ=વંશ; ઓલાદ |

કન્યા=કુમારી છોકરી
પ્રણ=બાધા; નિયમ
પુરતાં=જોઇએ તેટલાં
સાધન=સાહિત્ય
આરંભી=શરૂ કરી
પરાક્રમ=બહાદુરી
સેના=લશ્કર; ફોજ
તજવીજ=તપાસ
છુપે છુપે=છાને છાને
તૂટી પડતો=એકદમ હલ્લો કરતો
ખૂટતાં=ઓછાં થતાં
ગુફા=બખોલ
ધાસ્તી=ફીકર
ટળવળતાં=ટળવળાટ કરતાં
ભાણું=જમવા માટે પીરસેલી થાળી
ધીરજ=સબુરી; શાંતિ
દુઃખની અંદર=દુઃખને વખતે; દુઃખમાં
જાસુસ=છુપી તપાસ રાખનાર; બાતમીદાર
ઠાઠ=ભપકો
જાળવી=સાચવી
દરજ્જા=ઓહ્દા
લહાણું=કંઇ વહેંચવું તે
ધન્ય=શાબાશ
ગ્રંથકાર=પુસ્તક બનાવનાર
દોલત=પુંજી
ખાનદાનની=ઉંચા કુળની
તંગી=તંગાસ; ખોટ
નિભાવ=ટકાવ
ખાતરી=ભરૂસો
સોગન=કસમ
સ્વતંત્ર=છુટો
દેહ મૂકયો=મરી ગયો
દેશદાઝ=દેશ લાગણી; સ્વદેશાભિમાન

**સવાલ**—ઈ. સ. ૧૫૬૮ અને ૧૫૭૬માં શી બીના બની? ઉદેસીંગ ક્યાં રહેતો હતો? ત્યાં તેને શું શું દુઃખ વેઠવું પડયું? એ દુઃખો એણે શા માટે વેઠયાં? ઉદેપુર કોણે વસાવ્યું? પ્રતાપ બીજે દેશ જવાનો શા માટે વિચાર કરતો હતો? પ્રતાપને કોણે મદદ કરી અને શા માટે? પ્રતાપને મદદ કર્યા પછી તેમણે શું કર્યું? મરતી વખતે પ્રતાપનો જીવ કેમ અકળાતો હતો? પ્રતાપને ક્યારે સંતોષ થયો? ભામાશાને શા માટે શાબાશી ઘટે છે?

**સાર**—(૧) પોતાના કુળની આબરૂ સાચવવા માટે ગમે તેટલું દુઃખ પડે તો પણ તે સહન કરવું; પણ આબરૂ જવા દેવી નહિ.

**પાઠ ૩૧ મો.**

નિયમસર=નિયમ પ્રમાણે
વખતસર=વખત પ્રમાણે
ચઢતી=આબાદી
આધાર=આશરો
ગોટાળો=ગરબડ
પ્રયત્ન=ઘણી મહેનત
આરંભવું=શરૂ કરવું
ખલેલ=હરકત
ઠરાવેલા=નક્કી કરેલા
અમુક=ચોકસ
નડતર=અડચણ
મુદત=વખત
કાળજી=ખંત; ચેટક
ભંગ થાય=તૂટે
ગેરહાજર=હાજર નહિ તે
બહાનાં=ઓઠાં
મુશ્કેલી=અડચણ
અણગમતી=નાપસંદ
બાબતો=વિષયો
કીંમતી=અમૂલ્ય
નિયમિતપણે=મુકરર કરેલા નિયમ પ્રમાણે
આરામ=વિસામો
કોશીશ=યત્ન; મહેનત
ઉંધું વળે=બગડે; ખરાબ થાય
વહેવાર=કામકાજ
ઇતરાજી=ગુસ્સો; કરડી નજર
અમૂલ્ય=ઘણોજ કીંમતી
વર્તવાની=ચાલવાની
અગત્ય=જરૂર
કેળવણી લીધાથી=વિદ્યા ભણવાથી
સરતાં=સોંઘાં
અસુરા=મોડા
રાહ=વાટ

**સવાલ**—પોષણ તથા ચઢતીનો આધાર શાનાપર છે? કામ કરવાની કેટલી રીત છે અને તે કઇ કઈ? પહેલી રીતથી શું નુકસાન થાય? બીજું કામ ક્યારે શરૂ કરવું? વાયદા પ્રમાણે કામ પુરૂં કરવા માટે આપણે શું કરવું? નિયમ પ્રમાણે કામ કરવાથી શો ફાયદો? નિયમ પ્રમાણે કામ કરવામાં શું કીંમતી ગણવું જોઇએ? આપણે નિશાળે મોડા જઈએ તેથી આપણા સિવાય બીજાને નુકસાન થાય ખરૂં? અને થાય તો તે શી રીતે? નાનપણમાં મોડું કરવાની ટેવ પડે તો મોટપણમાં શો ગેરલાભ થાય? નિયમ પ્રમાણે

વર્તવાની જરૂર શાથી જાણવામાં આવી ? શરમ ભરેલું ક્યારે કહેવાય ?

**સાર**—નિયમસર અને વખતસર કામ કરવાની ટેવ પાડવી.

**પાઠ ૩૨ મો.**

માજી=જુના
સ્વર્ગવાસ=વૈકુંઠવાસ
સંતાન=છોકરાં
હયાત=જીવતાં
મમતી=પોતાની મરજી પ્રમાણે ચાલનાર
પાઠશાળા=ઉંચું જ્ઞાન આપનારી શાળા
પંડે=પોતે
તરુણ=જુવાન
દાઝ=લાગણી; દયા
પરીક્ષા=તોલ
ઉત્તેજન=મદદ
નૌકાશાસ્ત્ર=વહાણ ચલાવવાની કળા
રક્ષક=રક્ષણ કરનાર
સંપ્રદાય=ધર્મના માર્ગ; પંથ.
મરદાની=પુરુષને શોભે તેવી
અટકાવ=બાધ
છૂટ=રજા
પંથ=ધર્મનો માર્ગ
દેવલોક પામ્યા=સ્વર્ગે ગયા.
પ્રાર્થના=માગણી
પ્રસિદ્ધ=જાણીતા
સલાહકાર=સલાહ આપનાર
જગજાહેર=પ્રખ્યાત

**સવાલ**—હિંદના માજી શહેનશાહનું નામ શું ? એમનો જન્મ તથા સ્વર્ગવાસ ક્યારે થયો ? રાજમાતા એલેક્ઝાંડ્રાને ઓળખાવો. શહેનશાહ એડવર્ડના હાલમાં કેટલા કુંવર તથા કુંવરીઓ હયાત છે ? માજી શહેનશાહમાં કઈ કઈ ઉંચી શક્તિઓ હતી ? લશ્કરી સિપાઇના શા ધર્મ છે એ માજી શહેનશાહ કયા કારણથી જાણતા હતા ? મહારાજા એડવર્ડ શા તરીકે જગજાહેર છે ?

**સાર**—આપણી પાસ ઘણી દોલત તથા જાગીરો હોય તોપણ મોજમજા ને આળસમાં વખત ગુમાવવો નહિ.

**પાઠ ૩૩ મો.**

ઠીંગણો=બટકા
વરવો=બેડોળ; કદરૂપો
દોષ=ગુનો; વાંક
ખોડ=ખાંપણ; ખામી
આતુર=ઉમંગી
પ્રશ્ન=સવાલ
કાયર=હેરાન
મુર્ખાઇ=બેવકુફાઇ

શેખી=પતરાજ
અન્યાય=ગેરઇન્સાફ
લંગડો=પગે ખોડવાળો
બાડો=જેની આંખની કીકી ત્રાંસી હોય તે
મુગો=જેનાથી મોઢે બોલાય નહિ તે
અવયવો=અંગો
ચલણ=સત્તા
ખોડખાંપણ=એબ
કૃતિ=કરેલું તે; કાર્ય
રચના=બનાવટ
સંપૂર્ણ=પુરેપુરૂં
રૂપ=દેખાવ

**સવાલ**—કેશવલાલને હસવું કેમ આવ્યું ? મોતીલાલે હસવા માટે ના કેમ કહી ? કેશવલાલને શું દાખલો બતાવ્યો ? મોતીલાલે શું કહ્યું ? કેશવલાલે પોતાની ખાતરી કરવા માટે કોને પૂછ્યું ? નિશાળમાં મહેતાજી પધારે ત્યારે કેવો વિવેક કરવો જોઇએ ? મહેતાજીના મનમાં એજ પ્રશ્ન વિષે આજે વિચાર શા કારણથી આવ્યો ? ખોડખાંપણ કે બુદ્ધિની ખામી હોય તેની મશ્કરી શા માટે ન કરવી તે સમજાવો. કઇ વાતમાં શરમાવું અને કઇ વાતમાં ન શરમાવું ?

**સાર**—શરીરની ખોડ અથવા બુદ્ધિની ખામી જોઇ કોઇની મશ્કરી કરવી નહિ, કારણકે એ પરમેશ્વરની મજાક કર્યા જેવું છે.

**પાઠ ૩૪ મો.**

વિનોદી=આનંદી
મૂળ=અસલ; પહેલાં
હાજર જવાબી=વિચાર કરી તરતજ જવાબ આપે એવો.
શૂળી=ફાંસી
વિદાય કર્યા=પાછા કાઢયા
જહાંપનાહ=દુનિયાનું રક્ષણ કરનાર; પાદશાહ
નામદાર=પ્રખ્યાત; નામીચા
ખડકી=ગોઠવી
બંદેનવાજ=ગરીબપર મહેરબાની રાખનાર
બેઅદબી=અવિવેક
સડક=દિંગ; છક

**સવાલ**—અકબર પાદશાહ ક્યારે ગેરવાજબી હુકમ કરતો ? બીરબલ તે હુકમ શી યુક્તિથી ફેરવાવતો ? પાદશાહે એક દિવસ શું હુકમ કાઢયો ? શા કારણથી ? બીરબલ પાસે કોણ આવ્યા ? શૂળી

જોવા માટે પાદશાહને શા માટે તેડી ગયો? પાદશાહે કઇ કઇ ધાતુની શૂળી જોઈ? તે જોઇ પાદશાહે શું પૂછ્યું? બીરબલે શું જવાબ દીધો? અકબરે પોતાનો હુકમ શા માટે ફેરવ્યો?

**સાર—દરેક માણસે સમયસૂચકતા વાપરી કામ કરવું.**

**પાઠ ૩૫ મો.**

કાનડી=કાનડાના રહેવાસી
દક્ષિણી=દક્ખણના રહેવાસી
ગુજરાતી=ગુજરાતના રહેવાસી
કાઠિઆવાડી=કાઠિઆવાડના રહેવાસી
કચ્છી=કચ્છ પ્રાંતના રહેવાસી
શીઆ } સુન્ની } મુસલમાની ધર્મના પંથ છે
ચહેરો=મોંનો સક્કો; શિકલ
પહેરવેશ=પોશાક
રીતરિવાજ=ધારો
અનુસરતા=મળતાં
વર્ણ=જાત
ચોટલી=શિખા
જુલફા=લટીઆ
સાફ=આખું; બધું
ચોરણો=પગે બેસતો અને જાંઘેથી પહોળો લેંઘો
કંમર=કેડ
ભેટ=કેડથી પગ સુધી લટકતું લુગડું વીંટાળવું તે
ઈજાર=લેંઘો
ઘાઘરો=ફરતો ઘેરવાળો ચણીઓ
ઓઢણું=છોકરીનું પહેરવાનું લુગડું
લાજ કાઢે છે=માથાપર ઓઢેલો છેડો મોઢાપર લાવે છે
સુરવાળ=પાટલુન
સદરો=ટુંકી બાહેનું મોટું પહેરણ
કસ્તી=પારસી લોકો ઊનની વણેલી દોરી કંમરપર બાંધે છે તે; પારસીની જનોઇ
નાતબહાર=બીજીનાતમાં
રિવાજ=ધારો
હાથેવાળે=વર કન્યાના હાથે હાથ મેળવીને
ખાંડું=કન્યાને માંડવે વરરાજા ન જતાં બે ધારવાળી તરવાર મોકલવામાં આવે છે તે
વિધવા=જેનો ધણી મરી ગયો હોય તે
હલકી વર્ણો=નીચ જાતો. (કોળી, દુબળા વગેરે)

છૂટ=રજા; પરવાનગી
છૂટ હોય છે=બાધ હોતો નથી
બાધ=હરકત; અડચણ
શબ=મુડદું
સગડી=ભસ્તુ; પારસીના મુડદાં મૂકવાનો કુવો
બોલી=ભાષા
રોટી=રોટલી
ભક્કર=રોટલી
ભાકર=રોટલી
માટી=માંસ

**સવાલ**—મુંબઇ ઇલાકામાં મુખ્ય વસ્તી કયા કયા લોકની છે? હિંદુઓના કેટલા વર્ગ પાડી શકાય? મુસલમાનના કેટલા ભાગ પાડી શકાય? એ ભાગ શા ઉપરથી પડયા છે? એ ત્રણે જાતો ઓળખવાની નિશાની આપો. એ ત્રણે જાતોના રિવાજ સમજાવો. ગુજરાતમાં કયા લોકો દારૂ પીએ છે તથા માંસ ખાય છે? એ ત્રણે જાતનાં બૈરાં ઓળખવાની નિશાની આપો. બોલી વિષે કહેવત બોલો અને તેનો દાખલો આપો.

**સાર**—દેશ દેશના રીતરિવાજ તથા બોલી જુદી હોય છે.

**પાઠ ૩૬ મો.**

વિશ્વામિત્ર=ગાધી રાજાના પુત્ર; સપ્ત ઋષિમાંના એક
વસિષ્ઠ=રામચંદ્રના ગુરુ
જાણીતાં=પ્રખ્યાત
કુળગુરુ=રાજગોર; પુરોહિત
મૃગયા=શિકાર
આશ્રમ=મઠ
આવકાર=આદરમાન
વાનીનું=વસ્તુનું
કામધેનુ=મનમાં ધારેલી વસ્તુ આપનાર ગાય
માંગણી=માગું
બળાત્કારે=જોર જુલમથી
અગણિત=ઘણાજ
વીર=યોદ્ધા
તપોબળ=તપ વડે જે શક્તિ મળે છે તે
રાજબળ=રાજ વડે જે શક્તિ મળે છે તે
વિસાત=ગણત્રી
પદવી=ઓદ્ધા
રાજપાટ=રાજગાદી
ભારે તપ=ઘણી તપશ્ચર્યા
ભુલથાપ=ભૂલાવો
ભંગ=નાશ
બ્રહ્મર્ષિ=બ્રાહ્મણ ઋષિ થયો હોય તે

રાજર્ષિ=રાજાએ માન્ય કરેલા ઋષિ
નિર્મળ=ચોકખું
સિદ્ધિ=મેળવવાને મુશ્કેલ એવી વસ્તુ છે કે શક્તિ-એ આઠ પ્રકારની ગણાય છે (અણિમા, મહિમા, ગરિમા, લઘિમા; પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ, વશિત્વ)

**સવાલ**—વિશ્વામિત્ર કોણ હતા ? એ ઋષિ શી રીતે થયા ? વિશ્વામિત્રને કઇ પદવી મેળવવાની ઇચ્છા થઇ ? અને શા ઉપરથી ? વિશ્વામિત્રની વાત કહો.

**સાર**—ઘણી મહેનત કરવાથી ધારેલી વસ્તુ પ્રાપ્ત થાય છે. જેનામાં ક્રોધ અને માનની ઇચ્છા હોય છે તેનામાં સારા ગુણ આવતા નથી.

**પાઠ ૩૭ મો.**

ખસેડવા=દૂર કરવા
વિઘ્ન=હરકત; અડચણ
કામ હાથ પર લે છે=કામની શરૂઆત કરે છે
કાયર=નાહિંમતવાન
અમર=મરે નહિ એવું;
પરવા=દરકાર (કાયમ
આગ્રહ=મંડયા રહેવું; ફરી ફરીને કરવું
ઠાર મારીશ=જીવતો મારી નાખીશ
ફ્રાંસ=યુરોપ ખંડની પશ્ચિમમાં એક દેશ છે.
ઇંજિનેર=બાંધકામ જાણનાર; સંચાનો અનુભવી.
સંયોગીભૂમિ=બે મોટા જમીનના ભાગને સાંધનારો જમીનનો સાંકડો ભાગ
પાધરાં=સીધાં.
નહેર=નદીમાંથી પાણી લઇ જવા માટે ખોદેલો ખાડો
છાતી=હિંમત
મહાભારત=ઘણું કઠણ
ખ્યાલ=વિચાર
બેશક=નક્કી
સીધી=હબસી નામે એક જાતના લોક
તોડ=નિકાલ; ચુકાદો
ફેડયાં=દૂર કીધાં
તરીકે=ગણીને; માનીને
અગર=અથવા
ગુલામગીરી=જબરજસ્તીથી ગુલામ કરવાનો રિવાજ
સફળ થયો=પાર પડયો
એક સામટાં=એકદમ
ગુલામ=વેચાતો લીધેલો ચાકર.

**સવાલ**—બાયલો તથા હિંમતવાન કોને કહેવો ? કયા કયા માણસો હિંમતવાન થઈ ગયા અને તેમણે શું શું કામો કર્યાં ? તેમને શું શું હરકતો નડી ? ગુલામો વેચવાનો ધંધો કોણે બંધ કરાવ્યો ? ગુલામગીરી કયા સનમાં બંધ થઈ ?

**સાર**—જે કામ આરંભવું તે પુરૂં થતાં સુધી છોડવું નહિ ને હિંમત હારવી નહિ.

### પાઠ ૩૮ મો.

પટરાણી=રાજાની મુખ્ય રાણી.
કાં=કેમ
પરોવાયું=લાગ્યું
ચાતક=એક જાતનું પક્ષી.
પ્રતિદિન=હંમેશાં
ખર=ગધેડો
ઘુવડ=એક જાતનું પક્ષી (એનો દેખાવ ઘણો કદરૂપો હોય છે એનાથી દિવસે દેખાતું નથી)
નિજ=પોતાનો
વાસ=રહેઠાણ ,કામ
નિજવાસ=પોતાનો મુ-
હરાયો=હરાવનો; પાર-

કાનો
વતન=જાગીર
જતન=રક્ષણ
ગુજામાં=ગજવામાં
દી=દિવસ
ભે=બીક; ભો.
આકળા=ગાભરા
શેતરંજ=બુદ્ધિબળની રમત
દીનોનાથ=ગરીબનો ધણી; પરમેશ્વર
પટ=કકડો; દાવખેલ
લહાવો=ઓરીઓ
શૂર=શૂરાતન; બહાદુરી
પડશે તેવા દેવાશે=જેવું દુઃખ પડશે તેવો તેનો નિકાલ થશે.
જુદ્ધ=યુદ્ધ; લડાઇ
હઠ=જીદ; આડાઇ

દાવો=હક.
રણવાસ=જનાનખાનું
રણસંગ્રામ=લડાઇ; જુદ્ધ
સિંહણ=સિંહની માદા
પાણી=બળ; જોર
બાણ=તીર
ચોટ=ઘાવ
ભાગ્યે=જવલ્લે; ક્વચિત
કાચી=ઓછી; થોડી
ખાલાને જોરે જ=ધણીની હુંફથી
પલોટાવું=અનુભવ લેવો
વિદ્યા=હુન્નર; કળા
ખાળો=અટકાવ
હારે=સાથે.
જશ=કીર્તિ; આબરૂ.
કાળજાં ફાટશે=પેટમાં ધ્રાસકો પડશે.
શમી=મટી; દૂર થઈ.

**સવાલ**—પ્રતાપસિંહ શા કારણથી ઉદાસ હતા? કોને ચિંતા હોય અને કોને ના હોય? એ વિષે ડાહ્યા કવિઓ શું કહે છે? રાણી અને પ્રતાપસિંહ વચ્ચે શું શું વાદવિવાદ થયા?

**સાર**—ધણિઆણીએ ધણીના હુકમને તાબે થવું.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૦ મો.** | ઉંચે ઊડવાના સાંચા=બલુન | પ્રતિબિંબ=કાચ કે પાણીમાં દેખાતી સામી છબી |
| છાંટોએ=જરાપણ | આતુરતા=ઈંતેજારી | જાગીર=કામના બદલામાં મળેલી જમીન |
| ઉદ્ધત=ગમે તેમ ચાલનાર | હોજ=પાણીની મોટી ટાંકી | |
| હજુરી=પાસે રહેનાર નોકર | | |

**સવાલ**—અક્કલબાજખામાં અક્કલ કેટલી હતી? એની અક્કલની વાત કહો.

**સાર**—ઉપરીઓ અવિચારી હોય ત્યારે તાબાના માણસોએ સમયસૂચકતા વાપરી કામ કરવું.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૧ મો.** | માંડીને=ગોઠવીને | ફેરા=આંટા; ચક્કર |
| મધરાત=વચલી રાત; રાતના બાર વાગતાનો વખત. | પથારી=બિછાનું | છાતીવાળા=હિંમતવાન |
| ફેરણી=ચોકી; ફેરી; રોન | રૂંધાઈ=ગુંગળાઈ | આણીશુદ્ધ=વગર ઇજાએ |
| ધાંટા=બૂમ | તાજો વા=ચોકખી હવા | જોખમ=સંકટ |
| ફડાફડ=ફડફડ | જાગૃતિ=ભાન; શુદ્ધિ | સૂંઢ=કપડાંની નળી |
| બંબાવાળા=બંબો રાખનાર | લાગ=દાવ; વગ | આંકરી=ખેંચીને પાડવાનું ઓજાર |
| નીસરણી=સીડી | વાડાની ભીંત=વંડો | ગોટાળો=હરકત |
| | પાધરોજ=તરતજ | ઓલવાઇ=બુઝાઇ |
| | હડસેલો=ધક્કો | |
| | ધ્રૂજતાં=કાંપતાં | |

**સવાલ**—રાત્રે સિપાઇઓ કેમ ફરતા હતા? તેઓના જોવામાં શું આવ્યું અને તેઓએ શું કર્યું? સુથારના ભાઇબંધે કેટલા કેટલાં માણસના જીવ બચાવ્યા અને શી રીતે? કયા કયા માણસના જીવ બચાવ્યા?

**સાર**—મિત્રને આફતની વખતે મદદ કરવી, એ આપણી ફરજ છે.

**પાઠ ૪૨ મો.**

મૃગજળ=ઝાંઝવાનું પાણી (ખરૂં પાણી નહિ પણ હવાના તપવાથી દેખાતું પાણી)
કરડા=સખત
પાધર=સપાટ
પ્રદેશ=મોટો દેશ
વિચિત્ર=તરેહવાર
દેખાવ=ભાસ
આબેહુબ=મૂળને પુરેપુરો મળતો
ભર ઉનાળામાં=ફાગણ ચૈત્રમાં
ભાસ=દેખાવ
ખારાઘોડા=એ વીરમગામની પાસે ગામ છે. અહીં વરાગડું મીઠું પાકે છે.
માહીતગાર=જાણીતા
મિનારા=બુરજ
ઘુમટ=અર્ધગોળ શિખરવાળું ઢાંકણું; છત્રીના ઉપલા ભાગ જેવો દેખાવ
ભોમીઓ=જાણીતો
ચકિત=સ્તબ્ધ; દિંગ
પ્રવાસી=મુસાફર

**સવાલ**—મૃગજળ તે શું? તેથી લોકો કેમ ભુલાય છે? કયા લોકો મૃગજળને ઓળખી શકે છે? મૃગજળને લીધે કેવા કેવા દેખાવ માલમ પડે છે? મૃગજળ તથા એને લીધે જે દેખાવો દેખાય છે તેનું કારણ સમજાવો. મૃગજળ કયાં કયાં દેખાય છે અને કયારે દેખાય છે.

**સાર**—મૃગજળ એ ખરેખરૂં પાણી નથી. પણ હવાના તપવાથી મેદાનમાં અથવા રેતીના રણમાં મૃગજળ દેખાય છે. આ દુનિયા મૃગજળના જેવી છે. મૃગજળને લીધે ખરા દેખાવો ન હોવા છતાં દેખાય છે તેમજ દુનિયા આપણને દેખાય છે.

**પાઠ ૪૩ મો.**

મહિમા=મોટાઈ
ગુફા=બખોલ
કોહલું=ફાડી ખાનારૂં જનાવર
સૂઝી આવ્યો=માલમ પડ્યો.
આંતર્યો=ઘેર્યો; કબજે કર્યો.
માથાથી પગ સુધી=ઘણીજ
ઝાળ=ગુસ્સો; ક્રોધ
લાલચોળ=રાતા
નાલાયક=બદમાસ
અબઘડી=હમણાં ને હમણાં.
કુત્રો=નાનો કુત્રો
ડોકીયું=ડોકું.
ગર્જના=ગડગડાટ
ઘોસ=સામો અવાજ.
બાથ બીડવી=સામા થવું.
પાણી ભરે છે=હિસાબ માં નથી; ઉતરતું છે.

**સવાલ**—દુર્દાંતસિંહ પોતાનું ગુજરાન શાથી ચલાવતો ? રોજ કેટલા પશુ મારતો હતો ? બધા પશુઓએ મળી શું વિચાર કાઢ્યો ? કોહલાએ શું યુક્તિ વાપરી ?

**સાર**—( ૧ ) બુદ્ધિ આગળ જોર કંઇ વિસાતમાં નથી. ( ૨ ) શેરને માથે સવાશેર હોય છે માટે અહંકાર કરવો નહિ.

**પાઠ ૪૪ મો.**

નળ=લોઢા કે ચિનાઇ માટીનાં ભુંગળાં.
જન્મારામાં=જિંદગીમાં
ઠેર ઠેર=ઠેકાણે ઠેકાણે.
ટાંકી=હોજ
જથ્થેજથ=ભાગેજ
તીકમ=સખત જમીન ખોદવાનું ઓજાર. એની એકધાર કોદાળી જેવી ને બીજી શંકવાકારની હોય છે
છીણી=ધાતુ કાપવાનું ધારવાળું લોઢાનું ઓજાર લાકડાં ફાડવાના કામમાં પણ આવે છે
પેચ=આંટા
સરાવો=કોક; ચકલી
ટોટી=નળની ખોલી
દડદડ=ધડધડ
સુધરાઈ ખાતું=મ્યુનિસિપાલિટિ
જંગી–ઘણી મોટી
સગવડ=જોગવાઈ.
વરાળ યંત્ર=વરાળથી ચાલતો સંચો
જોડાણ=સંધાણ
આગ=લાહ્ય
જમાનો=લાંબો વખત
બોધ=ભાન; સમજ

**સવાલ**—શહેરમાં મીઠું પાણી નળ વાટે ક્યાંથી આવે છે? એ ટાંકીઓ ઉંચી બાંધવાનું કારણ શું? નળનું જોડાણ શી રીતે કરે છે તે સમજાવો. મીઠા પાણીના નળથી શો લાભ? નદીના મુખ આગળ કુવા નહિ ગાળવાનું કારણ શું?

**સાર**—પાણી વગેરે પ્રવાહી પદાર્થ જેટલી ઉંચાઇએથી આવે છે તેટલી ઉંચાઇએ ચઢી શકે છે. મતલબ કે પ્રવાહી પદાર્થોમાં સરખી સપાટીમાં રહેવાનો ગુણ છે.

**પાઠ ૪૫ મો.**

તંદુરસ્તી=સુખાકારી; આરોગ્યતા.
સબળ=મજબુત
બિમારી=રોગ; વ્યાધિ.
મરડો=પેટમાં દુઃખીને ઝાડો થવાનો રોગ
સંધરણી=વારે વારે ઝાડો થવાનો રોગ
અભાવ=અરૂચી; અપ્રીતિ
વિદાય થયા=ગયા
મધુરૂં મધુરૂં=જરા જરા
શોખ=ઇચ્છા; પ્રીતિ
ખુલાસો=સમાધાન
ખાટલે પડેલા=માંદા; બિમાર
લાગણી=દાઝ; દયા
ચાંપતા=તરતજ; લાગલા
કાસળ=મૂળ; જડ
ભરચક=ગીચ; ઘણી
ઉકરડા=છાણ મૂત્ર વગેરે કોહવડાવવાની જગા
જાજરૂ=સંડાસ
થાળું=મથાળું; કુવાના ઉપર છોબંધ ઢાળ પડતું બાંધેલું હોય છે તે
ગંદકી=ગોજવાડ
મરી=ઉતરી
જંતુ=નાના જીવડાં
કોઢ=ઢોર રાખવાની જગા

**સવાલ**—ગામમાં મરણનું પ્રમાણ વધ્યું ત્યારે કોણે કોની મારફત તપાસ કરાવી? ગામના લોકો કયા કયા રોગથી પિડાતા હતા? સાહેબે એ શાથી જાણ્યું? ગામમાં રોગનું મૂળ કારણ શું હતું? સાહેબે રોગનું મૂળ કારણ જે પાણી તે બાબત શું શું હકીકત કહી? પાણી સ્વચ્છ કરવાની કેટલી ને કઇ કઇ રીત છે?

દૂધ સ્વચ્છ રાખવા માટે શું શું ભલામણ કરી? પાણી તથા દૂધમાં હવા ચૂસવાનો ગુણ કે છે કે નહિ? હોય તો દાખલો આપી સમજાવો.

**સાર**—સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી તથા સ્વચ્છ ખોરાકનો ઉપયોગ કરવાથી રોગ થવાની ધાસ્તી રહેતી નથી, માટે ઉપરની ત્રણ બાબતોપર ખાસ કાળજી રાખવી.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૭ મો** | વૈતરૂં=સખત મજુરી | નભીએ=ટકીએ |
| વર્તણુક=ચાલ ચલગત | મીઠું મરચું ભભરાવીને= વાત વધારાને | આવેશ=ક્રોધ; ગુસ્સો |
| પ્રમુખપદ=સભાના ઉપરીની જગા. | | અસર=લાગણી |
| | સુગંધ=સારી વાસ | ટટાર થયા=અસલ સ્થિતિમાં આવ્યા |
| હજુર=રૂબરૂ | દુર્ગંધ=નઠારી વાસ | |
| રજુ=મોજુદ; હાજર | ઘોર=બિહામણી | આરોગ્ય=તંદુરસ્ત |
| પરવડતી=અનુકૂળ આવતી | ગાડાપણુ=ગાંડાપણુ; મુર્ખાઇ | જાતમહેનત=શરીરની મહેનત |
| તસ્દી=મહેનત | પોષણ=ગુજરાન | નિભાવ=ગુજારો. |

**સવાલ**—હાથ, પગ, જીભ, દાત, નાક, કાન એ દરેક શું શું કામ કરે છે તે કહો. પેટ શું કામ કરે છે તે કહો. મગજ શું કામ કરે છે? બધા અવયવોએ કામ કરવુ બંધ કીધું તેથી શું પરિણામ આવ્યું? આપણુંને એક બીજાના મદદની જરૂર છે તે દાખલો આપી સમજાવો. **(જવાબ પાઠ છઠ્ઠો)**

**સાર**—આ દુનિયાનો આધાર એક બીજાની મદદપર રહેલો છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૮ મો.** | દહેરાંનો ભાગ | પર્વત ઉપર છે. |
| દેલવાડા=દેવળવાડા; આબુ પર્વત ઉપરના | પ્રેમ=આસ્થા; શ્રદ્ધા | પાલિતાણા=કાઠિઆ- |
| | કુંભારીઆ=આરાસુર | વાડમાં શેત્રુંજા પર્વ- |

ત પાસે શહેર છે.
ગીરનાર=કાઠિઆવાડમાં મોટા પર્વત છે.
રળિઆમણું=સુંદર
જૈન=શ્રાવક
પરધર્મ=બીજો ધર્મ
બાંધણી=બાંધકામ
નકશી=કોતરકામ; કોતરણી
સુગમ=સહેલું; સુતરૂં
માઇલ=પોણો ગાઉ
વાહનો=ગાડી ઘોડા વગેરે બેસવાનાં સાધનો
છાવણી=લશ્કરનો મુકામ
રમણિય=સુંદર
આરસપહાણ=સંગેમરમર; એક જાતનો ચળકતો પત્થર
અણહીલવાડ=પાટણ; એ સરસ્વતી નદીને કાંઠે રાજધાનીનું શહેર હતું એ વનરાજ ચાવડાએ ઇ. સ. ૭૪૬ માં અણહીલ ભરવાડના નામથી વસાવ્યું હતું.
શિખર=ટોચ
આદિનાથ=જૈન ધર્મ સ્થાપનાર પહેલા તીર્થંકર.
કાબેલ=હોશિયાર.
કોતરણી=કોતરકામ; નકશી
રોજ=એક દિવસનો પગાર.
શોભા=દેખાવ
દેરાણી=દીયરની વહુ;
જેઠાણી=જેઠની વહુ; વરના મોટાભાઇની વહુ
ધ્યાન ખેંચે=મોહ પમાડે; અજાયબ કરે
ગભારો=દેવળના જે ઘુમટવાળા ભાગમાં મૂર્તિ હોય છે તે
દેરાસર=દહેરૂં
બારીક=ઝીણું
બીબું=છાપ
સભા મંડપ=દહેરાની અંદરનો આગલો વિશાળ ભાગ
નેમિનાથ=જૈન ધર્મના ૨૨મા તીર્થંકર
વિસ્મય=અજાયબ; નવાઇ
નિર્જીવ=જીવ વગરની
પ્રવીણ=હોશિયાર
રાણકપુર=એ રજપુતસ્તાનમાં છે

**સવાલ**—કયા લોકોને ધર્મપર આસ્થા ઘણી છે? કયા લોકો ધર્મના કામમાં પુષ્કળ પૈસો ખરચે છે? જૈન લોકોનાં જોવા લાયક દહેરાં કયાં છે? આબુ જેવું હોય તો શી રીતે જવાય? રાણકપુર

ક્યાં છે? વિમળશા, તેજપાળ, વસ્તુપાળને ઓળખાવો. એમણે ક્યાં દહેરાં બાંધ્યાં? સરસ દહેરાં ક્યાં ક્યાં છે? આદિનાથ અને નેમિનાથ કોણ? કયું કોતરકામ બહુ વખાણવા લાયક છે? જેઓએ એ દહેરાં જોયાં છે તેઓ આ દેશ માટે શું અભિપ્રાય આપે છે?

**સાર—ધર્મના કાર્યો કરવાં કે જેથી નામ અમર રહે.**

**પાઠ ૫૦ મો.**

પરાક્રમી=સમર્થ; જોરાવર; શૂરવીર
પરદુઃખભંજન=પારકાનું દુઃખ કાપનાર
શોખી=મોજી
ઉદાર=મોટા મનનો
શ્લોક=છંદ; બે કે ચાર ચરણની કવિતા
સ્મરણશક્તિ=યાદદાસ્તી
કમાણી=પેદાસ; રળતર
મતલબ=સાર
વડવા=બાપદાદા
ઉછીનું=વગર બ્યાજે થોડી મુદત માટે ધીરેલું તે
પુરાવો=સાબીતી
બનાવટી=ખોટા
સ્તબ્ધ=દિંગ; ચકિત
સાબાત=ખરું
પ્રપંચ=તરકટ
શિરામણ=નાસ્તો
હાસ=થાકીને વિશ્રાંતિ લેતી વખત બોલે છે તે
રાજવહીવટ=રાજકારભાર
વૈદકશાસ્ત્ર=રોગ પારખવા તેના ઓસડ કરવા વગેરે સંબંધી જે વિદ્યા તે
ડાંગ=જાડીમજબુત લાકડી
ઉગામી=ઉથાપી
પાંહે=પાસે
નીયા=ઇન્સાફ
ફાંહી=ફાંસી; શૂળી
હાનિ=બગાડ; નુકસાન
હાચે હાચું=ખરેખરું
કારે=ક્યારે
અમૃત બરાબર=ગુણકારી

**સવાલ**—ભોજરાજા કયા વંશના? એ વિક્રમ પછી થયા કે પહેલાં? એના વખતમાં ગુજરાતમાં કયો રાજા હતો? ભોજરાજા શાને માટે પ્રખ્યાત થઈ ગયો? ભોજરાજા વિષે શું કહેવામાં આવે છે? એની સભાના પંડિતોએ શો પ્રપંચ કર્યો? એ પંડિતોના માથાનો

કોણ મળ્યો ? તેણે શું કીધું ? રાજાએ તેને કેટલું ઈનામ આપ્યું ? ભોજરાજા નગરચર્ચા જોવા કેમ નીકળતો હતો ? ભોજરાજા શાથી ખૂશ થયો ?

**સાર**—(૧) દરેક માણસે વિદ્વાનને માન આપવું. (૨) ગરીબોના ઉપર દયા રાખવી.

| **પાઠ ૫૧ મો.** | સાંચો | વાઢકાપનું=નસ્તરનું |
|---|---|---|
| તાણ=તંગાસ | નર્યા=નિરોગી; રોગ | ગુણદોષ=ફાયદા ગેર- |
| ભિનાશ=ભેજ | વગરના | ફાયદા |
| પુરણી=પુરાણ | પહેલું સુખ તે જાતે | ઔષધ=ઓસડ; દવા |
| કારીગર=કામ કરનાર | નર્યા=પહેલું સુખ તે | ખનીજ=ખાણમાંથી |
| ધમણ=વા ફુંકવાનો | જાતે નિરોગી | ખોદી કાઢેલી |

(જે પદાર્થ ભોંયમાંથી ખોદી કાઢવામાં આવે છે તે ખનીજ પદાર્થ કહેવાય છે.)

| | | |
|---|---|---|
| ખજાનો=ભંડાર | ણસ | આબાદ=સુખી |
| સદ્‌ગહસ્થ=સારો મા- | તરીકે=માફક; પેઠે | |

**સવાલ**—ગામ વસાવવામાં કોની કોની જરૂર પડે ? ગામમાં કોની ઘણી જરૂર પડે ?

| **પાઠ ૫૨ મો.** | ત્યાગ=છોડવું તે | વાનો તથા વહાણ |
|---|---|---|
| નામાંકિત=પ્રખ્યાત | ભયંકર=પળાય નહિ | હંકારવાનો ધંધો |
| હસ્તિનાપુર=એ દિલ્હી. | એવી; સખત | કરનાર |
| ની પાસે હતું | પ્રતિજ્ઞા=બાધા; પણ | કાંતિ=ખુબસુરતી |
| પેઢી=ઓલાદ; વંશ | રૂપવાન=ખુબસુરત | પાંડવ=પાંડુ રાજાના |
| સ્વાર્થ=પોતાની મતલબ | માછી=માછલા પકડ- | છોકરા |

| | | |
|---|---|---|
| યોજનાગંધા=સત્યવતી; | ગંભીર=ઘણી ભારે | કોલ=વચન |
| વ્યાસની માતા | ભયાનક=પાળી ન શકાય | કૌરવ=કુરુરાજાના કુળમાં |
| ઉત્કંઠા=આતુરતા | બ્રહ્મચારી=કુંવારા [તેવી. | ઉત્પન્ન થએલા; |
| માગું=માંગણી | રહેવાનું વ્રત પાળનાર | ધૃતરાષ્ટ્રના છોકરા |

**સવાલ**—હસ્તિનાપુર કયાં હતું? હસ્તિનાપુરમાં કોની ગાદી હતી? શંતનુ રાજાનું લગ્ન કોની સાથે થયું હતું? તેને કેટલા છોકરા થયા હતા? બધા જીવતા હતા? સૌથી નાના છોકરાનું નામ શું? પાછળથી તેનું શું નામ પાડયું? અને શા કારણથી? શંતનુ રાજા દિન પર દિન કેમ સુકાવા લાગ્યા? ભિષ્મ પિતાને માટે કેવી કેવી પ્રતિજ્ઞા લીધી?

**સાર**—માબાપની મરજી સાચવવાને ગમે તેટલું દુઃખ પડે તે સહન કરવું.

## પાઠ ૫૩ મો. જવાહીર.

| | | |
|---|---|---|
| સોમનાથ=પ્રભાસપાટણ | નટ=નાચ કરનાર | મરણીઆ=મરવાની |
| અફ્ગાનિસ્તાન=અફ્ઘાન લોકોનો દેશ | નૃત્ય=નાચ | દરકાર વગરના |
| ગીજની=અફ્ગાનિસ્તાનનું મુખ્ય શહેર | ખ્યાતિ=કીર્તિ; નામના | ખુનરેજી=કતલ |
| ઈસ્લામી=મુસલમાની | ખંડન કરવું=ભાંગવું | નામના=ખ્યાતિ; કીર્તિ. |
| વેરાન=ઉજ્જડ | પંજાબ=પાંચ નદી વચ્ચેનો મુલક | કબર=ઘોર |
| દ્રવ્ય=પૈસો | જમાવ્યું=એકઠું કર્યું | વિસારે પડયાં=ભૂલી ગયા |
| મંદિર=દેવળ | કૂચ કરી=મુકામ ઉઠાવ્યો | આગ્રા=હિંદુસ્તાનમાં જમના નદી પર શહેર છે; |
| રત્ન=હીરા, મોતી, માણેક વગેરે કીંમતી | રણ=રેતીનું મેદાન | ચાલુક્ય=ચાવડા |
| | જંગી=તોપની બારી | અદ્યાપિ=આજ પણ |
| | તાકાત=બળ; જોર | પણ=બાધા |

**સવાલ**—મહમદ ગીજની ક્યાંનો પાદશાહ? તેણે હિંદપર કેટલી સ્વારી કરી? સ્વારી કરવાનો મુખ્ય ઇરાદો શું હતો? સોમનાથ મહાદેવનું વર્ણન કરો. મહમદ ક્યાં થઇ સોમનાથ આવ્યો? તેણે શું કીધું? પૈસો ન લેતાં મહમુદે મૂર્તિ શા માટે ભાંગી? મૂર્તિના કકડા તથા કમાડનું શું કીધું? સોમનાથનું દહેરૂં કયા રાજાએ સમરાવ્યું?

**પાઠ ૫૪ મો.**

સુરત=તાપી નદીને ડાબે કાંઠે આવેલું શહેર
પ્રસિદ્ધ=જાણીતું
મુખ્ય=મોટું
ખુદ=પોતાનો
નામીચું=પ્રખ્યાત
બારૂં=વહાણ લંગારવાની જગો
મલબાર કાંઠો=મદ્રાસ ઇલાકાનો પશ્ચિમ કિનારો.
સત્તા=હકુમત
જહાંગીર=અકબરનો છોકરો
સત્કાર=આદરમાન।
કાફલો=ટોળું
દ્રઢતા=હિંમત
અગ્નિનૌકા=ઝટ સળગી ઉઠે એવા પદાર્થ ભરેલા હોય અને દુશ્મનનાં વહાણને ભેરવીને સળગાવી મૂકવાને આંકડીઓ હોય એવું વહાણ
સ્થિતિ=હાલત
કોલકરાર=બોલી
કોઠી=માલ ભરવાની મોટી વખાર
બીજ=મૂળ; શરૂઆત
સર્વત્ર=સઘળે; બધે
મથક=મુખ્ય સ્થાન
વલંદા=ડચ; હોલાંડ દેશના રહેનારા.
શિવાજી=મરાઠી રાજ્યનો સ્થાપનાર
બંદુકની ગોળી=છરા
નિશાની=એંધાણી
ચઢતી કળા=આબાદી.
**અરસામાં=દરમિયાનમાં**

**સવાલ—સુરત** કઇ નદી પર છે? એ શહેરમાં ધંધો રોજગાર ચલાવવાને કઇ કઇ યુરોપી પ્રજા આવી હતી? સુરતમાં કઇ પ્રજા પહેલ વહેલી આવી હતી? સુરતમાં અંગ્રેજોને કોણે હરકત કરી? શું હરકત કરી? સુંવાળી આગળ કોને કોને કોની સાથે લડાઇ થઇ

હતી ? અંગ્રેજોને સુરતમાં કોઠી બાંધવાની રજા કોણે અપાવી ? કયા સનમાં અંગ્રેજોએ કોઠી બાંધી ? (ઈ. સ. ૧૬૧૬)

અંગ્રેજી સત્તાનું બીજ ક્યારથી રોપાયું ? અંગ્રેજોની કોઠી હાલ છે કે નહિ ? શિવાજીએ સુરત કયા સનમાં લૂટ્યું ? અંગ્રેજોએ પોતાનું મથક શા કારણથી બદલ્યું ? પછી ક્યાં કર્યું ?

**પાઠ ૫૬ મો.**

સ્થાપન=મંડાણ
ટપાલખાતું=પોસ્ટ ખાતું
સવડ=સગવડ
પાકા ગોઠવણ=યોગ્ય બંદોબસ્ત
પત્તાં=કાર્ડો
પરબિડીઆં=ટિકિટવાળાં કવર
ખેપીઓ=કાસદ
માનવાચક=માન આપનારા
તીર્થરૂપ=તીર્થના જેવા પવિત્ર; એ શબ્દ વડીલના નામ સાથે વપરાય છે
ચિરંજીવી=લાંબી મુદત જીવનાર. છોકરાના નામની પહેલાં વડીલ આ શબ્દ વાપરે છે
રાજમાન રાજેશ્રી=જેને રાજ તરફથી માન અને પૈસા મળતા હોય તે
સૌભાગ્યવતી=જેનો ધણી જીવતો હોય તે; પરણેલી સ્ત્રી
ગંગાસ્વરૂપ=એ શબ્દ વિધવા સ્ત્રીના નામની પહેલાં વપરાય છે
સરનામું=નામ ઠામ
પત્તા=ઠેકાણું
સૂચના=ચેતવણી
ક્રમવાર=એક પછી એક
કસ્બો=તાલુકાનું સૌથી મોટું ગામ. જે ગામમાં ૫૦૦૦ કરતાં વધારે માણસની વસ્તી હોય તે કસ્બો કહેવાય
રવાને કરી=મોકલી

સવાલ—કાગળ સહીસલામત પહોંચવા માટે કઈ છ સૂચના ધ્યાનમાં રાખવી ?

**પાઠ ૫૮ મો.**

કૈસરેહિંદ=એ નામનો ઇલકાબ
સતી=પતિવ્રત ધર્મ પાળનાર સ્ત્રી; પતિવ્રતા
સંભવ=આશા
સંપૂર્ણ=પુરેપુરી
આચરણ=ચાલચલગત
અવસ્થા=હાલત

સલાહ=અનુમતિ; સંમતિ
પ્રયાસ=મહેનત
નિષ્ઠા=ભાવ; આસ્થા
વિધવા=જેનો ધણી મરી ગયો હોય એવી સ્ત્રી; રાંડેલી સ્ત્રી
યાદગીરી=નામના; કીર્તિ
દબદબા ભરેલી=ઠાઠ વાળી; ભપકાવાળી
સભ્યતા=સલુકાઇ
ઘાયલ=જખમી
પરગજુ=પરોપકારી
બૂજ=કદર; પિછાણ
ભાષા=બોલી
મમતા=ચાહના; માયા
મુનશી=શિક્ષક
હસ્તક=તાબામાં
ઢંઢેરો=સરકારી જાહેરનામું
પદ=પદવી
ખેદ=દીલગીરી
વિસ્તાર=ફેલાવો
પૂજ્યભાવથી=પવિત્ર લાગણીથી

**સવાલ**—મહારાણી વિકટોરિઆએ ક્યાંથી ક્યાં સુધી કેટલાં વરસ રાજ્ય કર્યું ? મહારાણીનો જન્મ કયા સનમાં થયો હતો ? કેટલા વરસની ઉંમરે કયા સનમાં ગાદીએ બેઠાં હતાં ? એમના પિતાજીનું નામ શું ? એમનું લગ્ન કોની જોડે થયું હતું ? મહારાણી કયા સનમાં વિધવા થયાં ? મહારાણી હિંદુસ્તાની ભાષા જાણતા હતા કે નહિ ? કંપની કનેથી કારભાર મહારાણીના હાથમાં કયા સનમાં આવ્યો ? ૧૮૮૭માં શું બનાવ બન્યો ? મહારાણીનું નામ હાલમાં શા માટે યાદ કરવામાં આવે છે ?



# ભાગ ૨.

## પાઠ ૬૦ મો.

અશોક=ચંદ્રગુપ્તના દીકરાનો દીકરો
જાદવ કુળ=એ કુળનો મૂળ સ્થાપનાર યદુ નામે રાજા હતો તે ઉપરથી એ નામ પડયું છે
દ્વારકા=કાઠિઆવાડના વાયવ્ય ખુણામાં શહેર છે. એ હાલ ગાયકવાડ સરકારને તાબે છે

| | | |
|---|---|---|
| એમાં રણછોડજીની મૂર્તિ છે | આશ્રય=મદદ; ઉત્તેજન | આગ્રહ=બળાત્કાર; દબાણ |
| યુનાન દેશ=યુરોપ ખંડ-ની દક્ષિણમાં દેશ છે તે | સ્તંભો=થાંભલા | વૃત્તાંત=હકીકત |
| ઇ. સ. પૂ.=ઇસ્વી સન પૂર્વે એટલે ઇસ્વી સન પહેલાં | મૂળતત્ત્વો=જે મુદ્દા કે સિદ્ધાંતોપર ધર્મ રચાયો હોય તે | લાડી=વહુ |
| નિરાધાર=આધાર વગરના; ગરીબ | લિપિ=લખેલી ભાષા | લંકા=સિંહલદ્વીપ; હિંદુસ્તાનની દક્ષિણમાં બેટ છે તે |
| દવાખાનાં=હોસ્પિતાલો | મુખ્યત્વે=ઘણું કરીને | સંગમ=નાની નદી મોટી નદીને જે જગાએ મળે છે તે જગો |
| ધોરી=સરીયામ | હિંસા=હત્યા; ખૂન | પૈત્ર=છોકરાનો છોકરો |
| ચોતરા=ચબુતરા | શ્રમણો=સાધુઓ | પુરાણ=હિંદુઓના એ નામના જુના ગ્રંથો |
| | ઉડાઉ=ખર્ચાળુ | |
| | હિત=ભલું; કલ્યાણ | |
| | મત=અકાદો ધર્મ માર્ગ | |

**સવાલ**—બૌદ્ધધર્મને કયા રાજાએ આશ્રય આપ્યો હતો? ચંદ્રગુપ્ત અને અશોક કયા વંશના? તેમની રાજધાની કયાં હતી? અશોકે પોતાની રૈયતના ભલાને માટે શું શું યોજના કરી? ગીરનારના લેખમાં શું લખેલું છે? લંકાની લાડી ને ઘોઘાનો વર એ કહેવત શા ઉપરથી પડી?

| | | |
|---|---|---|
| **પાઠ ૬૧ મો.** | નીડર=બીએ નહિ એવો; હિંમતવાન | કરનાર |
| વંશજો=વંશમાં જન્મેલા | વચની=બોલેલું પાળનાર | પટાવતો=રાજના મુખ્ય સરદારો |
| ખંડેરો=ભાંગી પડેલા ઇમારતો | ચાલુક્ય=સોલંકી | કતલ=કાપાકાપી |
| ગુર્જરરાષ્ટ્ર=ગુજરાત | ભાટ=એક જાતના બ્રાહ્મણ; ખરા ખોટા વખાણ | પડાવ=મુકામ |
| | | મરણીઆ થઇ=પાહોમ |

કરી; ઝંપાવી
ગર્ભવંતી=એ જીવવાળી; દહાડાવાળી
સમય વિચારીને=સમય સૂચકતા વાપરીને
નિર્ભય=બીક વગર
રણભૂમિ=લડાઈનીજગો; રણક્ષેત્ર
યાંહોમ કરીને=મરણીઆ થઇને
ઝૂઝીને=જુસ્સાથી લડીને

**સવાલ**—અશોક પછી કેટલે વરસે મૌર્ય વંશના રાજાઓની સત્તા ઊઠી ? ત્યારપછી પરદેશી રાજાઓનો અમલ કેટલાં વરસ રહ્યો ? તેમાં કયા રાજાઓ બળવાન થયા ? ક્ષત્રપ પછી ગુજરાત કયા વંશના રાજાઓના હાથમાં આવ્યું ? ગુપ્ત વંશ પછી કયો વંશ થયો ? વલભી વંશની રાજધાનીનું શહેર કયું અને તે કયાં હતું ? વલભી વંશ કેટલા વરસ ચાલ્યો ? વલભી વંશનો નાશ શી રીતે થયો ? વલભી રાજાઓ જાતના કોણ હતા ? ગુજરાત નામ શા ઉપરથી પડયું ? વલભી વંશ પછી કયા વંશનું રાજ થયું ? તેની રાજધાની કયા નગરમાં હતી ? ૬૯૬માં શો બનાવ બન્યો ? એ બનાવ બનવાનું કારણ શું ? ભુવડ અને જયશિખર વચ્ચેની લડાઇનું વર્ણન કરો. રૂપસુંદરી કોણ ? તેને જંગલમાં કોણ તેડી ગયું અને શા માટે ?

**પાઠ ૬૨ મો.**

વનરાજ=જયશિખરનો છોકરો
દેખરેખ=તપાસ
મૂળરાજ=રાજનો છોકરો. એ મૂળ નક્ષત્રમાં જન્મ્યો હતો
શ્રેષ્ઠ=સૌથી સારો
પુખ્ત ઉંમર=સમજણી ઉંમર; અઢાર વરસની ઉંમર
કદાવર=ઉંચો ને ભરાઉ
શામળો=કાળો
શ્રીસ્થળ=સિદ્ધપુર. એ સરસ્વતી નદીને કાંઠે છે
ત્રાસ=ડર; ધાક; કંટાળો
જુનાગઢ=ગીરનાર પર્વતની પાસે શહેર છે. હાલ એમાં મુસલમાન રાજાનું

રાજ્ય છે
ખાલસા=જપ્ત
સતી થવું=ધણીના મુડદા સાથે જીવતા બળી મરવું તે
આણુ=દુવાઇ
શૈવ=શિવનો
ભાલ=ધોળકા તથા ધંધુકા તાલુકાનો તથા કાઠિઆવાડનો કેટલોક ભાગ
સહસ્ત્રલિંગ તળાવ=એ નામનું પાટણમાં તળાવ હતું એનાપર હજાર મહાદેવની મૂર્તિ હતી તેથી એવું નામ પાડયું હતું
દંતકથા=મોઢાની ચાલતી ખરી ખોટી વાત
બાધ=હરકત
વૃત્તિ=ભાવ; ઇચ્છા

**સવાલ**—વનરાજ નામ શાથી પડયું ? વનરાજે પોતાના બાપનું રાજ્ય શી રીતે પાછું મેળવ્યું ? વનરાજે કયું શહેર વસાવ્યું ? એવું નામ પાડવાનું કારણ શું ? ચાવડા વંશનો છેલ્લો રાજા કોણ અને તેને કેટલા છોકરા હતા ? ચાવડા વંશ પછી કયો વંશ થયો ? એ વંશના પહેલા રાજાનું નામ શું ? એણે રાજ શી રીતે મેળવ્યું ? મૂળરાજ નામ શા પરથી પડયું ? એની મા, બાપ તથા દાદાનું નામ કહો. સોલંકી વંશ ક્યાંથી કયાંસુધી કેટલા વરસ ચાલ્યો ? સોલંકી વંશમાં કયો શ્રેષ્ઠ રાજા થયો ? સિદ્ધરાજના બાપનું તથા માનું નામ શું ? મીનળદેવીએ શું બંધાવ્યું અને ક્યાં તથા ક્યારે ? સિદ્ધરાજના શરીરનું વર્ણન કરો. બબ્બર કોણ ? સિદ્ધરાજે તેને શા માટે હરાવ્યો ?

જુનાગઢના રાજા સાથે લડાઇ થવાનું કારણ શું ? એ લડાઇ કેટલા વરસ ચાલી અને શું પરિણામ આવ્યું ? રાણકદેવીની ઓળખાણ આપો. યશોવર્મા ક્યાંનો રાજા તથા કયા વંશનો ? માળવાના રાજા સાથે કેટલા વરસ સુધી લડાઈ ચાલી અને તેનું પરીણામ શું આવ્યું ? સિદ્ધરાજે કયા કયા રાજાને હરાવ્યા અને કયા કયા મુલક ખાલસા કીધા ? સિદ્ધરાજ નિર્દય હતો એ તમે શા ઉપરથી કહો છો ?

રૂદ્રમાળ ક્યાં છે તથા શું છે? એ કોણે બંધાવ્યું તથા કોણે પુરૂં કરાવ્યું? શ્રીસ્થળનું બીજું નામ શું અને એવું નામ પાડવાનું કારણ શું? સિદ્ધરાજે ક્યાં ક્યાં બાંધકામો કરાવ્યાં? સિદ્ધરાજ ભણેલો હતો કે નહિ? સિદ્ધરાજે કેટલા વરસ રાજ કર્યું ને કયા સનમાં મરી ગયો? તમે શા ઉપરથી કહો છો કે અણહીલવાડની ગાદીપર સિદ્ધરાજ જેવો રાજા થયો નથી? એનો જન્મ કયા સનમાં અને ક્યાં થયો હતો?

**સાર**—જર, જોરૂ ને જમીન એ ત્રણે કજીઆનાં મૂળ છે. મતલબ તે એ ત્રણને માટેજ લડાઇઓ થાય છે.

**પાઠ ૬૩ મો.**

| | | |
|---|---|---|
| | પાટનગર=રાજનગર; | અઘટિત=અયોગ્ય |
| | રાજધાની | આફત=દુઃખ |
| ઉમરાવ=અમીર | બેગમ=બાદશાહ સ્ત્રી | ઝપાઝપી=મારામારી |
| યોદ્ધા=લડવયો | બાગલાણ=નાશકની | કાવ્ય=કવિતાનું પુસ્તક |
| અલાઉદ્દીન=ખીલજી | પાસે ડુંગર છે | દુરાચરણી=ખરાબ |
| વંશનો બીજો બાદશાહ | દીપી=શોભી; ખીલી | ચાલનો |

**સવાલ**—વાઘેલા વંશનો છેલ્લો રાજા કોણ? કરણઘેલા પાસેથી કોણે રાજ લીધું ને કયા સનમાં? કરણની કઇ રાણી ખુબસુરત હતી? કૌલાદેવી કોની બેગમ થઈ? કૌલાદેવીની છોકરીનું નામ શું? તે કોની સાથે પરણી? કરણનું મોત શી રીતે થયું?

**પાઠ ૬૪ મો.**

| | | |
|---|---|---|
| | અંતઃકરણ=મન; દીલ | કાસળ=મૂળ; જડ |
| બંડ=હુલ્લડ; બળવો | ઘોર કર્મ=ઘાતકી કામ | સરહદ=સીમા; છેડો; |
| લડવૈયા=યોદ્ધા | વાટપાડુ=રસ્તો રોકી | છેવટની હદ |
| પશ્ચાત્તાપ=પસ્તાવો | લૂટનાર | વસુલાત=મહેસુલ |

બેશ=સારી; ઉમદા
પ્રવાહ=વહેણ
સુશોભિત=સારી શોભા-
યમાન
વણકરો=વણનાર
ઉમદા=સારી
ઓરસ=મેળો
ઘોર=પાપી

**સવાલ**—ગુજરાતનો કયો સુબો સ્વતંત્ર થઈ ગયો? તેણે પોતાનું નામ શું રાખ્યું? મુજફ્ફરશાહના પુત્રનું નામ શું? વસુલાત ઉઘરાવવાની રીત કોણે બાંધી? અહમદશાહના વખતમાં પ્રજા સુખી હતી કે નહિ? અહમદશાહે કયું શહેર વસાવ્યું? તેને હાલ શું કહે છે? હાથમતી શું છે? તેનો પ્રવાહ શા માટે બદલ્યો? શહેરની દોલત તથા આબાદી વધારવાને શું પ્રયત્ન કીધો? અહમદશાહનો અમલ ક્યાંથી ક્યાં સુધી હતો? અહમદશાહની કબર ક્યાં છે?

**પાઠ ૬૫ મો.**
મોજીલો=આનંદી
જામ=મુસલમાન રાજા-
ના વંશનું નામ છે.
બેગડો=બે ગઢ જીતનાર
ફીતુર=હુલ્લડ; બંડ
દાબ=કરબ
શિરોહી=ગુજરાતની
ઉત્તરમાં છે ત્યાંની તર-
વાર વખણાય છે.
જગત ભૂશિર=જગત
પોઇંટ. એ દ્વારકા
પાસે છે
ચાંચીઆ=દરીઆમાં લૂટ
કરનાર
ખાલસા=જપ્ત
પ્રતાપ=કીર્તિ
મુસાફરખાના=ધર્મ
શાળાઓ
બેટ=એ દ્વારકાની પાસે
છે
શ્રીમંતો=પૈસાદાર
ફરદોશ=આંબાવાડી
અમરાઇ=આંબાવાડી
ઠાઠ=ભપકો; દબદબો
વાજીંત્ર=વાજાં
ઉસ્તાદ=ગુરુ

**સવાલ**—મહમદશાહ બીજો કોની સાથે પરણ્યો હતો? બેગડો નામ શાથી પડયું? કયા કયા બે ગઢ જીત્યા? કેટલા વરસની ઉંમરે ગાદીએ બેઠો? ગીરનારની પડોશમાં કયું શહેર વસાવ્યું? કયા કયા રાજાઓને હરાવ્યા? ૧૪૮૨માં શું બનાવ બન્યો? દરીઆની

લડાઇમાં કોને કોને હરાવ્યા ? મહેમદાવાદ કોણે વસાવ્યું ? ભમરીઓ કુવો ક્યાં છે ? અહમદશાહને ક્યાં દાટયો છે ? મહુમદે લોકોપયોગી શું કામો કીધાં ? મુસલમાન પાદશાહોમાં સિદ્ધરાજ જેવો કયો પાદશાહ થયો ?

**પાઠ ૬૬ મો.**

સર=તાબે
લગામ=સત્તા
હસ્તક=તાબામાં
વશ=તાબે
બચાવી=પચાવી
કર=વેરો
દર=ભાવ
બક્ષ્યા=ભેટ કર્યા
ટકી શકાય=ટક્કર લઇ શકાય
ખંભાત=મહી નદીના મુખ આગળ શહેર છે. હાલ એમાં મુસલમાની રાજ છે
ફતેહ=જીત
વડોદરા=વિશ્વામિત્રી નદીના કાંઠાપર ગાયકવાડ સરકારની રાજધાનીનું શહેર છે
હવાલે=તાબે
મગરૂર=અહંકારી
આપઘાત=પોતાને હાથે પોતાનો જીવ કાઢવો તે
અંત=છેડો

**સવાલ**—મહમદ બેગડા પછી કયો પ્રખ્યાત પાદશાહ થઇ ગયો ? તેણે શું કીધું ? બહાદુરશાહ કયા બે જબરા શત્રુને જીતી શકયો નહિ ? ઇતિમાદખાન કોણ અને તેણે શું કીધું ? ગુજરાતનો છેલ્લો મુસલમાન પાદશાહ કોણ ? તેની પાસેથી ગુજરાત કોણે જીત્યું ?

**પાઠ ૬૭ મો.**

અ.ગુ=ગુજરાતની ઉત્તરમાં પર્વત છે
ઘટા=ભરાવ
ચમકારા=ઝમકારા
ઝુંપડું=તાડછાનું નાનું ઘર
વાદળાં=આભલાં
નાળચું=નળી
ધુમસ=ધુમાડા જેવી વરાળ. એને ઓસ કે દવ પણ કહે છે
ગંજી=ઘાસનો ઢગલો
ભિજી=ભિનાઇ; ભિનું થઇ
બંધાઇ જાય છે=ઠરી જાય છે
કરા=આકાશમાંથી પાણી

| | | |
|---|---|---|
| ના બંધાએલા કાંકરા | ઝાકળ=ઠંડીના જોરથી | પાણી થવું તે; ઓસ; |
| પડે છે તે | હવામાંની વરાળનું | ઠાર |

**સવાલ**—વરાળ, વાદળાં, ધુમસ, ઝાકળ અને વરસાદ એટલે શું તે સમજાવો. આણુ કયાં છે? સવારે ધુમાડા જેવું શું દેખાય છે? ધુમસ અને ધુમાડામાં ફેર શું? પાણીની વરાળ શી રીતે થાય છે તે પ્રયોગ કરી બતાવો. વરાળ કેટલી રીતે થઇ શકે છે? પાણીવાળી જગા ગણાવો. વાદળાં શેનાં બને છે?

| | | |
|---|---|---|
| **પાઠ ૬૮ મો.** | વાનું લુગડું | સ્ટીમર |
| ભેગા થએલા=મળી ગ- | સપાટી=હરકોઇ પદા- | ફેરો=આંટો; ચક્કર |
| એલા | ર્થનો ઉપલો ભાગ | આરપાર=એક છેડાથી |
| સઢ=વહાણના કુવા સાથે | આગબોટ=વરાળથી | બીજા છેડા સુધી |
| બાંધેલું પવન ભરા- | ચાલતું મોટું વહાણ; | |

**સવાલ**—પૃથ્વીનો આકાર કેવો છે? પૃથ્વી ગોળ છે તેનાં કારણ ગણાવો. પૃથ્વીના ફરવાથી શું થાય છે? પૃથ્વી ફરે છે કે સુરજ તે પ્રયોગથી સાબીત કરી બતાવો. પૃથ્વીનો એક ફેરો કેટલા વખતમાં પુરો થાય છે? પૃથ્વી જે ધરીપર ફરે છે તે ધરી કેટલા મૈલની હોવી જોઇએ? પૃથ્વીને ખરેખરી ધરી છે? આપણી આંખે સુરજ ફરતો દેખાય છે તેનું કારણ શું? છોકરાઓ ગોળાકાર- માં ફરે છે ત્યારે ઘરો ફરે છે કે છોકરાઓ ફરે છે?

| | | |
|---|---|---|
| **પાઠ ૬૯ મો.** | સ્થિતિ=હાલત | વાર્ષિક=વરસની |
| અંતરે=છેટે | ગતિ=બળ | |
| ચોકસ=મુકરર | જોત=સળગતો કાકડો | |

**સવાલ**—દહાડો ને રાત કોના ફરવાથી થાય છે? પૃથ્વી

કઈ દિશામાંથી કઈ દિશામાં ફરે છે? દહાડો ને રાત સરખા થવાનું કારણ શું? વરસમાં કેટલા દિવસ દહાડો ને રાત સરખા હોય છે? અને તે દિવસ તે કયા?

### પાઠ ૭૦ મો.

અગાશી=ધાબુ
કરાંઠી=કપાસ, તુવેર વગેરેના સુકા છોડ
ખુપરાં=સુકાં ઠુંઠાં
કાઢા=નીક
કાંસ=પાણી જવાનો માર્ગ; નીક
ટેટી=ખડબુચ
ખરીફ=ચોમાસામાં વવાતાં ધાન્ય
વાવણી=રોપણી
કરવી દે છે=રાંપડી ફેરવે છે.
નીંદી=ઉખેડી
હેલી=ચાલુ વરસાદ
વળે છે=થાય છે
માફકસર=જોઇતો
તીડ=ખેતરને નુકસાન કરનારું તપખિરીઆ રંગનું જીવડું.
ધમાલ=ભીડ; ધાંધલ
રવિપાક=શિઆળુ પાક
કડબ=જુવારના સુકા સાંઠા
સરકારધારાના=મહેસુલના
ખરે=ભોંયપર પડે
ધરે=ચોળે
તંબોળ=પાન
ધરે=પહેરે; ઓઢે
શાલ=ઊનનું કિમતી લુગડું
ફાટે=ચીરા પડે
ઘટે=ઓછો થાય
ભલી ભાત=સારી રીતે
જળ ઉંડાં જાય=પાણી સુકાઇને ઓછું થાય
પામે=મળે; આવે
ગુણવાન=ફાયદાવાળા; ગુણકારી
હોજ=પાણીની ટાંકી
લાગ=લાગે
ચંદન=સુખડ, કેસર વગેરેને ઘસીને લચકા જેવું બનાવે છે તે
મીઠા=મધુર
વણતોલ=ઘણોજ
ખાસું=મજાનું
ડૂબાડૂબ=ડૂબી ગએલી
ઉચારે=બોલે
મલાર=રાગનું નામ છે
ખેતીકાર=ખેડુત
ચંપેલી, જુઇ, જાય } એક જાતનાં સફેદ ફૂલ
ચંપા=પીળા રંગનું સુગંધીદાર ફૂલ
ભલાં=સારાં
ફુલાય=મોટા થાય;

| | | |
|---|---|---|
| ખાંસે | થાખડીઓ=પાવડીઓ | ખાટ=ખાટલા |
| માટ=માટે | હિંચોળા=હીંચકા | |

**સવાલ**—ઉનાળામાં ખેડુતો શું શું કામ કરે છે? ઉનાળામાં ગામડાના લોકો શહેરમાં શું લાવે છે? ચોમાસામાં ખેડુતો શું કામ કરે છે? ખેડુતને મહેનતનું ફળ ક્યારે મળે છે અને ક્યારે મળતું નથી? શિઆળામાં શું કામ કરે છે? શિઆળામાં શું શું વેચવા આવે છે?

## કવિતાની સમજુતી.

શિઆળામાં ઠંડા પવન વાય છે. પાંદડાં ખરી પડે છે અને ઘઉં પાકે છે, ગોળ થાય છે, કપાસ અને કઠોળ પાકે છે લોકો શરીરે તેલ ચોળે છે, અને પાન ખાય છે, (૧) શરીરે ડગલા પહેરે છે, શાલ ઓઢે, ગરીબ માણુસના પગ અને ગાલ ફાટી જાય છે. શિઆળામાં દહાડો નાનો થાય છે અને રાત મોટી થાય છે અને શરીરમાં સારી રીતે (સારો ખોરાક ખાવાથી) જોર આવે છે. (૨) ઉનાળામાં પાણી ઉંડા જતાં રહે છે (ઓછા થાય છે,) નદી અને સરોવરનાં પાણી પણ ઓછાં થાય છે, સઘળી વનસ્પતિને નવાં પાંદડાં આવે છે, અને સારા ગુણવાળાં કેસુડાંનાં ફૂલ પણ થાય છે. (૩) ઉનાળામાં પાણીના કુંડ, ફુવારા ને બાગ સારા લાગે છે. ચંદન અને વીંજણા વહાલા લાગે છે, કારણ કે તેથી ઠંડક મળે છે, કોયલ મધુર શબ્દ બોલે છે. અને તાપ ઘણોજ પડે છે. (૪) વરસાદની ઋતુ ઘણી મજાની લાગે છે, દુનિયા પાણીમાં ડુબેલી દેખાય છે મતલબ કે બધેજ પાણી પાણી થઈ રહે છે. લોકો મલ્લાર રાગ ગાય છે ને ખેડુતો ખેતરમાં વાવણી કરે છે. (૫) ચંપા, ચંપેલી, જુઈ, જાય અને ગુલાબનાં ફૂલ

સારાં ખીલે છે. ચોમાસામાં સુખને માટે છત્રી, પાવડી, હીંચકા ને ખાટલા હોય છે. (૬)

**પાઠ ૭૧ મો.**

સલામતી=હથિયાર નમાવી સલામ આપવી તે
અધિકાર=હોદ્દો; સત્તા
ઉપરી=અમલદાર; અધિકારી.
કમિશનર=પ્રાંતનો મુખ્ય અધિકારી.
ગવર્નર=ઇલાકાનો મુખ્ય અધિકારી
માહીતી=સમજ
રેલ=પૂર
સિંધુ=સિંધ પ્રાંતમાં મોટામાં મોટી નદી છે તે
ભેજવાળી=શરદીવાળી
નાશક અને ત્રંબક=નાશક જિલ્લામાં ગોદાવરીના મૂળ આગળ એ શહેર છે.
જળધોધ=પાણીનું જોસબંધ ઉપરથી પડવું તે
રોગિષ્ઠ=રોગવાળી
વિભાગ=ભાગના ભાગ
દેશીરાજ્ય=દેશી રાજાનો મુલક
મહાબળેશ્વર=મુંબાઈ ઇલાકામાં હવા ખાવાનું ઠેકાણું છે.
પુના=પુના જિલ્લામાં મુળામુઠા નદીપર શહેર છે. (એમાં પેશવાની રાજધાની હતી પુનાના પાન વખણાય છે.)
મંડપ=સભા
કાયદા=કાનુન; ધારા
મંત્રી=પ્રધાન; વજીર
મોટી અદાલત=હાઈકોર્ટ.
ન્યાયાધીશો=ઇન્સાફ કરનાર અમલદારો; જડજો.
ડિરેકટર=ઇલાકાનો કેળવણી ખાતાનો વડો અધિકારી
બેશક=નક્કી

સવાલ—મુંબઇ ઇલાકાના કેટલા ભાગ કરેલા છે અને તે કયા કયા? એ દરેક ભાગના ઉપરીને શું કહે છે? એ ચાર ભાગ સિવાય બીજો કયો જુદો વિભાગ છે? તેના ઉપરીને શું કહે છે? ગુજરાત કયા વિભાગમાં આવ્યો? મુંબઇ ઇલાકામાં કયાં કયાં મોટાં દેશી રાજ્ય છે? સૌથી મોટું કયું દેશી રાજ્ય છે? ઇલાકાનો ઉપરી કોણ? તેની નીમણુક

કોણ કરે છે તથા તે કેટલા વરસ સુધી એ ઓદ્ધાપર રહે છે? ગવનર સાહેબ શિયાળામાં, ઉનાળામાં અને ચોમાસામાં કયાં રહે છે? મુંબઇ ઇલાકાની રાજધાનીનું શહેર કયું? ગવર્નરને મદદ કરવાને કેટલા મંડળ છે અને તે દરેક મંડળનું નામ શું? કયું મંડળ મુંબઈ સરકારના નામથી ઓળખાય છે? કારભારી મંડળમાં કેટલા કારભારીઓ હોય છે? એ કારભારી મંડળના હાથ નીચે કેટલા પ્રધાનો હોય છે? ન્યાયખાતાનો વહીવટ કોણ ચલાવે છે? ડિરેકટર એટલે શું? ઇલાકામાં કયાં કયાં ખાતાં હોય છે? અને દરેક ખાતાના ઉપરી અમલદારને શું કહે છે? તેઓ કોના તાબામાં હોય છે? મુંબાઇ ઇલાકામાં કેટલા પ્રાંત છે અને તે કયા કયા?

### પાઠ ૭૨ મો.

હાથ આવ્યો=તાબામાં આવ્યો
ઉતારૂ=મુસાફર
ફાંટા=શાખા
મીલો=કાપડ વણવાનાં કારખાનાં
કારખાનાં=કામ કરવાની મોટી જગો
ગીરદી=ભીડ
લક્ષાધિપતિ=લાખો રૂપીઆના ધણી
મિનારા=બુરજ; ટાવર
વૈભવ=સુખનાં સાધન
થાનક=સ્થાન; ઠેકાણું
ત્રિકોણાકાર=ત્રણ ખુણાનો ઘાટ
બારૂ=વહાણ; આગબોટ લંગારવાની જગા; બંદર
કરોડપતિ=કરોડ રૂપીઆના ધણી
દાણ=જકાત
વણાટ=વણવાનું કામ
તાર=તાંતણા
ત્રણ તાર=સુતરાઉ; રેશમી ને કસબી વણાટ
ખોડાં=લંગડાં; અશક્ત
પાંજરાપોળ=અશક્ત ઢોરોને રાખવાની જગા
સહિત=સાથે
દેવસ્થાન=દહેરૂં
છાવણી=લશ્કરને રહેવાનો મુકામ
ગોરૂં લશ્કર=સોલજરોનું લશ્કર
રોજા=કબર
કોલેજ=પાઠશાળા; ઉંચું જ્ઞાન આપવાની મોટી

| | | |
|---|---|---|
| નિશાળ<br>વિસ્તાર=લંબાઈ પહો- | ળાઇ ગણતાં જમીનનું<br>જે માપ આવે તે; | ક્ષેત્રફળ |

**સવાલ**—મુંબાઇ બેટ અંગ્રેજ સરકારને કયારે અને કેવી રીતે મળ્યો? અંગ્રેજના હાથમાં આવ્યા પછીથી શું સુધારા થયા? મુંબઇનું વર્ણન કરો. મુંબઇ નામ પડવાનું કારણ તથા એનો અર્થ કહો. મુંબઇનો આકાર કેવો છે? એનો વિસ્તાર કેટલો છે? કેટલા માણસની હાલ વસ્તી છે? મુંબાઇ ઇલાકામાં પહેલા નંબરનું બંદર કયું? હિંદુસ્તાનમાં વેપાર રોજગારની બાબતમાં કયું શહેર ચઢિઆતું છે? મુંબાઇ ઇલાકામાં બીજા નંબરનું શહેર કયું? મુંબાઇ ઇલાકાનાં મોટાં શહેરોનાં નામ કહો. અમદાવાદ કોણે વસાવ્યું અને કયા સનમાં? અમદાવાદની પડતી શા કારણથી થઇ હતી? ચઢતી કયારથી થઈ? અમદાવાદ અસલથી શાને માટે પ્રખ્યાત છે? અમદાવાદને માટે શું કહેવાય છે? અમદાવાદ શહેરમાં જોવા લાયક જગાઓ કઈ કઇ છે? અમદાવાદ કઇ નદીને કાંઠે છે? અમદાવાદનું શું વખણાય છે?

| | | |
|---|---|---|
| પાઠ ૭૩ મો. | ખાતને મળે છે) | પોરબંદર=સુદામાપુરી (એ કાઠિઆવાડમાં છે) |
| જંબુસર=ભરૂચ જિલ્લામાં કસ્બો છે | ઝબેઝબ=ઝોબેઝોબા | |
| | પોઠી=માલ લાદેલો બળદ | |
| રેલવે=લોઢાની સડકનો રસ્તો | વણજાર=પોઠીનું ટોળું | વીરમગામ=અમદાવાદ જિલ્લામાં શહેર છે (અહીંઆ મુનસર તળાવ જોવા લાયક છે.) |
| | પેંઠ=મહારાષ્ટ્રમાં દેશી રાજ્ય છે (અહીંની પાઘડી વખણાય છે) | |
| ઢાઢર=નદી છે (રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અ- | પંજો=સપાટો | |

ડીસ=એ પાલણપુર એજંસિમાં શહેર છે

વેપારી માર્ગ=માલ લઇ જવા લાવવાનો રસ્તો

કાફલો=જથો; ટોળું

થરાદ=પાલણપુર એજન્સિમાં છે

નગરપારકર=સિંધની દક્ષિણમાં થરપારકર જિલ્લાનો તાલુકો છે

**સવાલ**—જંબુસરથી પાલેજ શી રીતે જવાય? પાલેજથી સુરત શી રીતે જવાય? વચ્ચે કયાં કયાં સ્ટેશનો આવે? સુરતથી પૂર્વ તરફ કઇ રેલવે જાય છે? અને તે કયાં સુધી જાય છે? સુરતથી મુંબાઇ જવું હોય તો કઇ રેલવેમાં બેસવું પડે? રસ્તે કયાં કયાં સ્ટેશનો આવે? સુરતથી નાશક કયે રસ્તે જઇ શકાય? આગગાડીમાં જવાનું સારૂં કે પગ રસ્તે જવાનું સારૂં? પગ રસ્તે જતાં શું શું હરકતો પડી? મુંબાઇથી દ્વારકા શી રીતે જવાય? દ્વારકાથી પોરબંદર કેટલી રીતે જઇ શકાય? પોરબંદરનું બીજું નામ શું? પોરબંદરથી જંબુસર તેઓ કયે રસ્તે આવ્યા હશે? આગગાડી અને આગબોટ નહોતાં ત્યારે ગુજરાતનો વેપાર સિંધ સાથે કેવી રીતે ચાલતો?

**પાઠ ૭૪ મો.**

જૂજ=થોડી

સદી=સૈકો

તુવાર=રજપુતની એક જાત

ચોહાણ=રજપુતોની એક જાત

ખંડણી=નાના રાજાએ મોટા રાજાને રૂપીઆ આપવા તે

સ્વતંત્રપણું=આપ અખત્યારી

રંગાટી=રંગવાનું કામ

સરહદ=સીમાડો; છેવટની હદ

ધાક=કરપ; દાબ

આબાદ=ચઢિઆતું

બેનમુન=જેનો જોડો નહિ હોય તેવી; ઉત્તમ

શ્રેષ્ઠ=ઉત્તમ

ઘેરાવો=ફરતો ઘેર

બુરજો=મિનારા

ટકી રહી છે=કાયમ છે

**સવાલ**—ચાંપાનેર શું છે તથા ક્યાં છે? હાલમાં ત્યાં કયા લોકોની વસ્તી છે? ચાંપાનેર કોણે કયા સૈકામાં તથા કોના વખતમાં વસાવ્યું? ૧૧ મા સૈકામાં કોનું રાજ હતું? ઇ. સ. ૧૪૧૮-૧૪૫૦ ૧૪૮૪ માં શું બનાવ બન્યા? ચાંપાનેર મહમદ બેગડાએ કયા સનમાં જીત્યું? ૧૮૦૩માં શું બનાવ બન્યો? ચાંપાનેર અંગ્રેજના હાથમાં આવ્યા પછી આબાદ કેમ થઇ શક્યું નહિ? ચાંપાનેરમાં જોવા લાયક શું છે? ચાંપાનેરના કિલ્લાનું બ્યાન કરો. પાવાગઢપર કોનું દહેરૂં છે? પાવાગઢને લોકો શું કહે છે અને એમ કહેવાનું કારણ શું?

**ચોથી ચોપડીનો "ડિક્ટેશન શિક્ષક." બે આના.**

# ત્રીજા ભાગના અર્થ.

પાઠ ૯૫ મો.

ગરમી=ગરમ વસ્તુને અડકવાથી જે લાગણી પેદા થાય છે તે
ચપકો=ડામ
ઝઝેલા=ફોલ્લા
વજન=તોલ
સ્થિતિ=હાલત
છલાછલ=છેક માથા સુધી
ઉપસીને=ફુલીને
ઘન=નક્કર
પ્રવાહી=રેલો ચાલે એવું
ખંખેરીએ=રાખ દૂર કરીએ
સંકોરીએ=બરાબર ગોઠવીએ
પ્રસરી=ફેલાઇ
પાટોપાટ=એક છેડાથી બીજા છેડા સુધી
ફૂલે=કદ વધે

**સવાલ**—ગરમી એ શું છે તે સમજાવો. ગરમી કેટલી જાતની છે? ગરમીથી પદાર્થનું વજન કેમ વધતું નથી? પદાર્થને ગરમી આપવાથી શી બાબતમાં ફેરફાર થાય છે? અને તે ફેર થવાનું કારણ શું તે પ્રયોગથી બતાવો. ઘન અને પ્રવાહી પદાર્થને ગરમી

આપવાથી તેમની સ્થિતિમાં શું ફેરફાર થાય છે? ગરમી શેમાં જલદી પસરી જાય છે?

**પાઠ ૭૬ મો.**

સંકોચાય=કદ નાનું થાય
વાટ=પેંડાપરનો ગોળ લોઢાનો પાટો
સજ્જડ=મજબુત
ઢાંકણુ=ઢાંકણું
સ્વરૂપ=પોતાનું રૂપ; ખરૂં રૂપ
શંકા=વહેમ; ગુંચવણુ ભરેલો વિચાર
ડોળી=ઝોળી
કસો=કેંસો
શાલદુપટ્ટા=શાલ વગેરે
હુંફાળું=સહેજ ગરમ
મુકાબલો=સરખામણી; બરોબરી

**સવાલ**—ઠંડી એ શું છે તે સમજાવો. ઠંડીથી પદાર્થની સ્થિતિમાં ફેરફાર થાય છે તે પ્રયોગથી સાબીત કરો. પ્રવાહી અને વાયુરૂપી પદાર્થોને ઠંડીની શી અસર થાય છે? પર્વત ઉપરથી ઉતરનારને ગરમી અને ચઢનારને ઠંડી લાગવાનું કારણ શું? હુંફાળા પાણીને એક વખત આપણે ગરમ અને બીજી વખત ઠંડું શા માટે કહીએ છીએ? તેનું કારણ પ્રયોગથી સાબીત કરી બતાવો.

**પાઠ ૭૭ મો.**

કોગળો=મોંમાં પાણી ભરી હલાવીને કાઢી નાખવું તે
ઘુંટડો=મોંમાં માય તેટલું પાણી
ખટુમડું=સહેજ ખાટું
તુરૂં=તુરાશ પડતું
થૂ થૂ=થુંક થુંક
બનાવટી=બનાવેલા
ગોરમટી=ગોરાડું માટી
બંધક=બાંધો કરનાર
મજબુતી=તાકાત; જોર
કાકડો=ગળામાં બહારની બાજુએ દેખાતો ગઠ્ઠો (એ ગઠ્ઠો નાના છોકરામાં દેખાતો નથી મોટા માણસમાં દેખાય છે)
અવાળું=દાંતના પીડિયાં
ફુલવેલી=પકવેલી
ચાંદી=ફોલ્લાં; ચાઠાં
દાહ=અગન
ગચરકાં=ખાટા ઓડકાર
ઉલટી=વામીટ; ઓ-

| | | |
|---|---|---|
| કારી | મહીસાગર=મહી નદી | ચકતું=એકેલો ગોળાકાર |
| કોકીલું=થોડું કુંફાળું | ખદખદે=ખદખદ થાય | |

**સવાલ—**ફટકડી કેવો પદાર્થ કહેવાય? આપણા દેશમાં ફટકડી ક્યાં થતી હતી? ફટકડીનો ઉપયોગ ગણાવો. ફટકડીને શી રીતે ફુલાવતા હશે? ફટકડી ફુલાવતી વખતે ખદખદે છે તેનું કારણ શું?

| | | |
|---|---|---|
| **પાઠ ૭૮ મો.** | ઘસરેકા=ઘસારાથી પડેલા કાપા | જંગાલ=તાંબાનો કાટ |
| સીસું=મેલા ભુરા રંગની ધાતુ | એ બોલ=થોડું | કટાણું=કટાયલું |
| | | રદ્દ=નકામું |

**સવાલ—**હરિશંકરે સીસા વિષે શી બીના કહી? મંછારામે કલાઈ વિષે શું શું કહ્યું? પિત્તળ શું શું મેળવીને બનાવે છે? કાંસું શું શું મેળવી બનાવે છે?

| | | |
|---|---|---|
| **પાઠ ૭૯ મો.** | સંગીન=મજબુત; નક્કર | એકાકાર=એકમેક |
| મોભ=છાપરાની વચમાંનો આડો થાંભલો | ટકાઉ=ટકે એવું | ચીવડ=ચીકણું; ચિકાશવાળું |
| ઘોડીઆટ=ઘોડીઆં | કાષ્ટ=લાકડું | કોલ=કોલું |
| સરપણ=બળતણ | રસવાન=રસવાળું | ઘાણી=તેલ દીવેલ વગેરે પીલવાનો સંચો |
| કુંપળ=ટીસી | વૃદ્ધિ=વધારો | ચઢિઆતો=ચઢતો |
| થર=પડ | ફીસું=ચિકાશ વગરનું; ઝટ ફાટી જાય એવું | હાથીદાંત=દંતુશળ |
| ગણતરી=હિસાબ | રેસાદાર=રેસાવાળું | ઘાટબંધ=ઘાટદાર |
| દબાણ=દાબણ | પરનાળ=નીક; મોરી | ઓપીને=ઘસીને |
| ગર આગળનું=વચલા ભાગનું | ચર=મજબુત | મુઠ=હાથો |
| | બિચોબાચ=પાસે પાસે | મહોરાં=રમકડાં |

**સવાલ—** લાકડું કયાં કયાં જોવામાં આવે છે? આપણને જીવવાને માટે પહેલે, બીજે, ત્રીજે, ચોથે અને પાંચમે નંબરે કોની જરૂર છે? લાકડામાં અંદરને પાસે ગોળ કુંડાળા શાના દેખાય છે? ગોળ કુંડાળા ઉપરથી શી પરીક્ષા થાય છે? લાકડાનો કયો ભાગ વધારે સંગીન અને કયો ભાગ ઓછો સંગીન છે? અને તેમ થવાનું કારણ શું? નાળિએરી ને તાડ શી રીતે વધે? એનું લાકડું કયા કયા કામમાં આવે છે ને કયા કામમાં આવતું નથી? દેવદારનું લાકડું શા માટે ઘર બાંધવાના કામમાં આવતું નથી? સાગ, સીસમ, બાવળ, આમલી અને રાયણનું લાકડું શું શું કામમાં આવે છે ને શા કારણથી? લાકડાની કઇ કઇ ચીજો બને છે? કોતરણી કામ જેવું હાથીદાંતપર થઇ શકે તેવું લાકડાપર થઇ શકે કે નહિ? હાથીદાંતનો રંગ કેવો હોય છે? હાથીદાંતની પરીક્ષા શી? હાથીદાંત શું કામમાં આવે છે? હાથીદાંત કેવો પદાર્થ કહેવાય અને શા માટે? લાકડું કેવો પદાર્થ ગણાય? વનસ્પતિજ સેંદ્રિય પદાર્થના નામ દો.

**પાઠ ૮૦ મો.** ફૂલ

કાર્ય=કામ
સુગંધી=ખુશબો
સોડે છે=પીમજે છે
પાંખડી=પાંદડી
જાસવંતી=એક જાતનાં ફૂલ; જાસુસનાં ફૂલ
કળી=ખીલ્યા વગરનું

ઢાંકણ=કવર
વજ=ફૂલનું ઢાંકણ
વજપત્રો=ફૂલનાં ઢાંકણનાં નાનાં પાંદડાં
નાજુક=કોમળ
ચૂંટી=તોડી
સળંગ=આખો
ફૂલમાળી=ગોટો

ગોટો=પાંખડીઓ જોડાઇને ગોટા જેવું બને છે તે
સરણાઇ=પીપી
મુખ્ય=જરૂરનો
અગથીઓ=સેકટો
પુંકેસર=નરતંતુ
સ્ત્રીકેસર=સ્ત્રીતંતુ
પરાગકોશ=પરાગનો

જથ્થો
પરાગકણુ=પરાગની રજ
રજ=પરાગકોશના ઝીણુા કણુ
બીજાશય=બી બંધાવાની જગા; ગર્ભાશય
સૂક્ષ્મબીજ=ઝીણાં બી

**સવાલ**—અત્તર શેનું બનાવે છે? વજ શું કામ કરે છે? વજના નાના ભાગને શું કહે છે? ફૂલમણી એટલે શું તે સમજાવો. મોગરાના ફૂલનો નીચલો ભાગ નળી જેવો અને ધંતુરાના ફૂલનો નીચલો સરણાઈ જેવો શા કારણથી દેખાય છે? કયા ફૂલની પાંખડીઓ છુટી હોય છે? પાંખડી શું કામ કરે છે? ફૂલમાં મુખ્ય ભાગ કયાં હોય છે? ઘણા નરતંતુ કયા કયા ફૂલમાં હોય છે?

**પાઠ ૮૧ મો.**

પ્રવેશથી=દાખલ થવાથી; પેસવાથી
પોષવામાં=પોષણ કરવામાં
એકત્ર=એકઠા
માવજત=સંભાળ
યોજના=ગોઠવણુ
ગર=માવો
વર્ગ=જાત
પોપટા=ચણાની શીંગો
જળવાય=સચવાય
પતી રહે=પુરૂં થાય
ફોલવા=છોલવા

**પાઠ ૮૨ મો.**

પડ=થર
ફાડ=દાળ
બીજાંકુર=ફણગો
ફણગો=સણગો
પોષણ=ગુજરાન
દ્વિદળ=બે ફાડવાળાં
સત્વ=કસ
માફક આવે=અનુકૂળ થાય
જામફળ=જમરૂખ
રામફળ=સીતાફળ જેવાં લાલશ પડતાં રંગનાં ફળ
રૂદ્રાક્ષ=જેની માળા બને છે તે મણકો. એક જાતના ઝાડનું બી

**સવાલ**—બીને ઊગવા માટે શું શું જોઇએ? કયાં બી એકદળ ને કયાં બી દ્વિદળ છે? દ્વિદળ બીમાં બીજાંકુર કયાં હોય? બીજાંકુર શું ખાઇને મોટું થાય? જેનું મૂળ થવાનું હોય છે તે ભાગ કયારે ઊગે છે? ઊગીને કયાં આવે છે? કયાં બી વહેલાં

વાવવાં જોઇએ ? કયાં બી મોડાં વાવીએ તો ફીકર નહિ અને તેમ થવાનું કારણ શું ?

| પાઠ ૮૩ મો. | અંશ=ભાગ | પુષ્ટિ=બળ; જોર |
|---|---|---|
| સૃષ્ટિ=દુનિયા | ડીટું=ડાંચું; ડીચકું | જઠર=પાચન કરવાની કોથળી |
| શોભા=દેખાવ | પ્રાણરક્ષક વાયુ=જીવનું રક્ષણ કરનાર વાયુ: ઓકિસજન વાયુ | નસો=રગ |
| આત્મા=જીવ | | ઘન=ગીચ |
| પ્રસન્ન=ખુશ | | ઘટા=ભરાવ |

**સવાલ**—તાપથી અકળાએલો માણસ કયારે બધું દુ:ખ ભૂલી જાય છે ? પાંદડાંનો ઉપયોગ સમજાવો. ઝાડને પાંદડાંનો શો ઉપયોગ છે ? પાંદડાં કયે વાટે શ્વાસ લે છે ને કયે વાટે શ્વાસ કાઢે છે ? પાંદડાં પ્રાણીને શું ઉપયોગી છે ? પાંદડાંને રસોડું જઠર અને ફેફસું કેમ કહી શકાય ? પાંદડાંની રચના કેવી હોય છે ? જે ઝાડનાં પાંદડાંની નસો ડીંટામાંથી અણી સુધી એક સરખે અંતરે આવેલી છે તે ઝાડનાં બી એકદળ હોય છે કે દ્વિદળ ? પાંદડાં લિલાશ પડતા કેમ દેખાય છે ?

| પાઠ ૮૪ મો. | સોડમ=વાસ | ફાયદાકારક=ગુણકારી |
|---|---|---|
| નમસ્કાર=બે હાથ જોડી માથું નમાવવું તે | તેજદાર=તેજવાળો; ચળકતો | જાગૃત=હોશિયાર |
| નર્યા=એકલા | ચુંટણી=ચુંટવાનું કામ | અરબસ્તાન=એશિયા ખંડની પશ્ચિમમાં દેશ છે |
| વિચિત્ર=દેખાવમાં બેડોળ | તાવડો=પેણો | છડીને=છોડા કાઢી નાખીને |
| વાવેતર=રોપણી | વળી ન જાય=વળ દેવાય નહિ | ચરખો=કપાસમાંથી કપાસીઆ છુટા પા- |
| પાણી પોચી=ભેજવાળી; શરદીવાળી | મરડો=ચોળે. | |

| | | |
|---|---|---|
| ઠવાનો સાંચો | કૌવત=બળ; જોર | હદબહાર=જાદે; વધારે |
| નુકસાનકારક=નુકસાન કરનાર | અનિયમિતપણે=વગર નિયમે | કાળજી=ફીકર |

**સવાલ**—ચા એ શું છે? ચા ઘણી કયાં પાકે છે? હિંદુસ્તાનમાં ચાનું વાવેતર કયાં થાય છે? ચાને કઇ જમીન અનુકૂળ નથી? પાંદડાં ચૂંટી લીધા પછી શું ક્રિયા કરે છે? હિંદુસ્તાનમાં કાફી પહેલ વહેલી કયાંથી આવી? હાલ હિંદુસ્તાનના કયા ભાગમાં થાય છે? કાફીના ફળપર શું શું ક્રિયા કરે છે ત્યારે તે ઉપયોગમાં આવે છે? ચા અને કાફી ફાયદાકારક છે કે નહિ? (જવાબ ચા ફાયદાકારક નથી કારણ કે ચા ભૂખને મારી નાખે છે જે જે માણસો હંમેશાં ચા પીએ છે તેઓની ખોરાક વિશેષ લઇ શકતો નથી માટે તે પીવાની ટેવ કદી પાડવી નહિ.)

| | | |
|---|---|---|
| **પાઠ ૮૫ મો.** | અમેરિકા=એ એક ખંડ છે. | કપાસીઆ=કપાસનાં બી |
| અમીરી=મોટા દરજ્જો | મીસર=વિલાયતથી હિંદુસ્તાન જતાં રસ્તામાં એ દેશ આવે છે | નક્ષય=ઉપગ્રહ |
| ચિહ્નન=નિશાની | કપાસ=રૂનો છોડ | જીંડવાં=ખીલ્યા વગરના કાલાં |
| નિર્ધન=પૈસા વગરનો ગરીબ | પાંખડી=ડાળી | કાલાં=કપાસનાં ફળ |
| ઉમદા=કિંમતી | | વીણુવો=લણવો |
| ગરમ હવા=ગરમી | | અંકાય=નક્કી થાય |

**સવાલ**—લુગડાં બનાવવામાં શું શું વપરાય છે? કપાસ કેવા દેશમાં થાય છે, ને કેવા દેશમાં થતો નથી અને નહિ થવાનું કારણ શું? કપાસ કયાં કયાં પાકે છે? હિંદુસ્તાનમાં કયાં કયાં પાકે છે? કપાસના ફૂલનો રંગ કેવો કેવો હોય છે? કપાસનો પાક કેવી જમી-

નમાં સારો થાય છે? કપાસનું વાવેતર કયારે કરે છે? કપાસને કેટલીવાર લણવો પડે છે? કપાસ લણવાનો સૌથી સારો વખત કયો? રૂનો ભાવ શા ઉપરથી અંકાય છે?

**પાઠ ૮૬ મો.**

ઝાલર=ગળાની નીચે લટકતી ચામડી હોય છે તે
નિભાવવાને=કાયમ રાખવાને
ગરમાવો=ગરમી; ફૂંફ
ભીંગડાં=જાડાં પડ
સરકી=લપસી
મછવે=નાની હોડી
હલેસાં=ચાટવા
સુકાન=વહાણને ફેરવવાની ગતિ આપનારૂં યંત્ર
કણકી=ઝીણા ચોખા
બરડો=વાંસો
કરોડ=વાંસાની વચમાંનું ઉભું હાડકું

સવાલ—માછલીને પાણી બહાર કાઢવાથી તે મરી કેમ જાય છે? માછલાં શા વડે શ્વાસ લે છે? પાણીમાં વા છે કે નહિ તે દાખલો આપી સમજાવો. માછલાનું લોહી કેવું હોય છે? એને વધારે હવાની જરૂર શા માટે નથી? માછલાનું શરીર લીસું શા માટે બનાવ્યું? માછલાંના શરીરની રચના કહો. માછલાંને દાંત હોય છે કે નહિ? અને હોય છે તો તેની સાબીતી શી? માછલી ઇંડાં મૂકે છે ત્યારે માછલાં કેમ વધી પડતાં નથી?

**પાઠ ૮૭ મો.**

નાગ=ફેણવાળો મોટો સાપ
કાંચળી=સાપની ભીંગડાવાળી પાતળી ચામડી
પાંસળી=પાસાપરની હાડકી
લોચા=માંસના ગટ્ટા
સંકોચી=નાના કરી
વિસ્તારીને=મોટા કરીને
ડાચું=જડબું
નિચોવાઇ=દબાઇ
ડંખ=ચટકો
ગળી જાય=ગળે ઉતારી દે
કચરઘાણ=ચુરેચુરા
ફેણ=સાપના માથાપરનો પહોળો ભાગ
બ્લીચિંગ પાઉડર=ધોવાના કામમાં વપરાતો સફેદ ભુકો.

**સવાલ**—સાપ કેટલી જાતના છે? ઝેરી સાપ ને ઝેર વિનાના સાપમાં ફેર શું? સાપને કેટલા પગ હોય છે? કોને કોને પગ હોતા નથી? સાપનું લોહી કેવું હોય છે? સાપણ ઇંડાં મૂકે છે કે વિઆય છે? સાપનું ઝેર ઉતારવાનો ઉપાય શો? કયા ઝેરી સાપોને ફેણ હોતી નથી? હિંદુસ્તાનની દક્ષિણમાં કેવા સાપ થાય છે અને તેને શું કહે છે? સાપને જેમ વળવું હોય તેમ શાથી વળી શકે છે? સાપનું ઝેર લોહીમાં શી રીતે ભળે છે? સાપ આપણને ઉપયોગી છે કે નહિ? ચીતલ અને કોઠનો રંગ કેવો હોય છે?

**પાઠ ૮૮ મો.**

માંસાહારી=માંસ ખાનાર
સેવાળ=લીલ
ટીશી=કુંપાળ; આંતરાની કળી
જીવ હિંસા=હત્યા
ગુમ થવાથી=દેખાતા બંધ થવાથી
ગુંગળાટ=અકળામણ
લપલપાવી=બહાર કાઢી
ગોળો=પીડો
ભવ=અવતાર

**સવાલ**—દેડકું ઇંડામાંથી નીકળે છે ત્યારે તેને શું શું હોય છે? તે શું શું ખાય છે? ગાંઠ કયાં નીકળે છે અને એ ગાંઠાનું શું થાય છે? દેડકાને કેટલા પગ હોય છે? આગલે તથા પાછલે પગે કેટકેટલા આંગળાં હોય છે? બધું મળી કેટલા આંગળાં હોય છે? આગલા તથા પાછલા પગમાં ફેર શું? દેડકું શા વડે શ્વાસ લે છે? પાછલા પગ શા માટે લાંબા બનાવ્યા હશે? એની જીભમાં ને આપણી જીભમાં શું ફેર છે? દાંત હોય છે કે નહિ? અને હોય છે તો કયાં હોય છે? દેડકાં કયાં કયાં રહે છે? દેડકો થતાં સુધીમાં તેનાં કેટલાં રૂપ થાય છે.

પાઠ ૮૯ મો.

પસારીને=પહોળી કરી
વર્ગ=જાત
કરવત=લાકડા વહેરવાનું ઓજાર
દાંતા=કાંગરાવાળી ધાર
ગિડાય=ગંધ થાય
રજપુતસ્તાન=ગુજરાતની ઉત્તરમાં પ્રાંત છે
સહ્યાદ્રિ=પશ્ચિમઘાટ
ગોરાળુ=પિળાશ પડતી
લંબગોળ=લાંબો ગોળ
ટપકાદાર=ટપકીવાળું
ફીણું=પરપોટા
પાલા=પાંદડાં
ગળી=એક જાતનું ઝાડ એમાંથી ગળીનો રંગ બનાવે છે
કઠોળ=દ્વિદળ ધાન્ય
ઘાણ વાળે છે=નાશ કરે છે; ઉજ્જડ કરે છે.
ઉજ્જડ=વેરાન; ઝાડ પાન વગરની
હીણભાગી=કમનસીબ
ખરપડી=એ નામનું જીવડું.
ભૂખમરો=ભૂખે મરવાનો વખત; કડાકા
અગણિત=ગણાય નહિ એટલા; ઘણાજ
ઉત્તમ=શ્રેષ્ઠ; સૌથી સારો
વળામણનો=વિદાય થતો; હાથીઓ.
ઝૂડી ઝૂડીને=મારી મારીને
પુરાં કરવાં=જીવ લેવાં મારી નાંખવા
પાથરી=ઢાંકી
ખાળી=અટકાવી
ખાઉધરાં=ભુખાળવાં

સવાલ—તીડ કયાં વર્ગમાં ગણાય છે? અને શા માટે? તીડના આગલા ને પાછલા ભાગમાં શો ફેર છે? તેની પાંખની રચના કેવી હોય છે? તીડનું મોં કેવું હોય છે? હિંદુસ્તાનમાં તીડ કયાં પેદા થાય છે? તીડ કેવી જગામાં ઇંડાં મૂકે છે? તીડની માદા ખાડા શાથી ખોદે છે ને કેટલા ઊંડા ખોદે? તીડના ઇંડાનો રંગ કેવો હોય છે? દરેક દરમાં કેટલાં ઇંડાં મૂકે છે? ઇંડાનું રક્ષણ શી રીતે કરે છે? તીડ શું શું ખાય છે? તેને શું ઘણું ભાવે છે? તીડ પડે ત્યાં શું થાય? તીડને નુકસાન કરતાં અટકાવવાનો ઉપાય શું? તીડ ઊડતાં થયા પછી શી રીતે નુકસાન કરતાં અટકાવી શકાય?

**પાઠ ૯૦ મો.**

જઠર=હોજરી. પાચન થવા માટે પેટની ડાબી બાજુએ ખોરાક ભરવાની કોથળી.

સૂક્ષ્મદર્શક=ઝીણીવસ્તુ મોટી દેખાડનાર

ભાગ=અવયવ

કદ=આકાર

ઘાટ=આકાર

પાસાદાર=પાસાવાળી

પોલી=પોકળ

ઇયળ=ચેળ

ખુંધાં=કંમરમાંથી વળી ગએલાં

ઢળકતાં=વાંકા ઢાળ પડતાં

ચટકો=ડંખ

ચમચમે=ઝમઝમે

લાળ=ચીકણું થુંક

તંદુરસ્ત=આરોગ્ય

અટકાવ=રોકાણ

બિછાનું=પથારી

મચ્છરદાની=મચ્છર અટકાવવા માટે લુગડાનું બનાવે છે તે

કિવનીન=સિંકોનાના ઝાડમાંથી ઉત્પન્ન થતું સત્વ; તાવ કાઢવાની દવા (એ સ્વાદમાં બહુજ કડવું હોય છે)

બંધિઆર=વહેતું નહિ તે

લીખો=મચ્છર, જૂ વગેરેનાં ઈંડાં

ચોરસ ફુટ=૧૪૪ ચોરસ ઇંચ; એક ફુટ લાંબું અને એક ફુટ પહોળું

કેરોસીન=ગ્યાસતેલ; વાદળી રંગનું પાતળું તેલ

રૂંધાઇ=ગુંગળાઇ

ડામર=ખનીજટાર

લોબાન=એક જાતનો ગુંદર

**સવાલ**—મચ્છર કયા વર્ગનું પ્રાણી છે અને શા માટે? મચ્છરને સૂક્ષ્મદર્શક યંત્રથી જોઇને તેના શરીરની રચના કહો. મચ્છરના કેટલા વર્ગ પાડી શકાય અને તે કયા કયા? ઝેરી અને ઝેર વિનાના મચ્છર ઓળખવાની નિશાની શું? ઝેરી મચ્છર કરડે તેથી તાવ શી રીતે લાગુ પડે છે તે સમજાવો. ઝેરી મચ્છર તાવનું ઝેર શી રીતે ફેલાવે છે? તે અટકાવવાનો ઉપાય શો? ઝેરી તાવની ઉત્તમ દવા કઈ છે? મચ્છર કેવી જગામાં ઇંડાં મૂકે છે? મચ્છરનાં ઇંડાં અટકાવવાનો ઉપાય કહો. મચ્છરનો નાશ કરવાનો ઉપાય બતાવો.

**પાઠ ૯૧ મો.**

શ્રીમંત=પૈસાદાર
રસાલો=ખટલો; ઘોડા લશ્કર વગેરે
ભટ=બ્રાહ્મણ
દૈત્ય=રાક્ષસ
માવત=હાથીનો હાંકનાર
અત્યંત=ઘણુંજ
લપેટી=વિંટાળી.
ડોલ=આંકડીવાળું પાણી કાઢવાનું વાસણ
દદુડી=નાની ધાર
ટેરવું=આગલો ભાગ
પુષ્ટ=ભરાઉ; જાડા
અંબાડી=હાથી ઉપર બેસવાની બેઠક
ચગદી=કચડી
શાંત=ધીરજવાળું
સમજદાર=સમજણવાળું
કદાવર=કદમાં મોટું

**સવાલ**—શિયાજીરાવ કોણ ? મહેમદાવાદ ક્યાં છે અને શું છે ? એ કોણે વસાવ્યું હતું ? હાથીના શરીરની રચના સમજાવો. તેના દરેક ભાગનો ઉપયોગ કહો. હાથીને સૂંઢ શું શું કામમાં આવે છે ? હાથીદાંતનો ઉપયોગ બોલો. હાથીનો ઉપયોગ કહો. હાથીના ગુણ ગણાવો.

**પાઠ ૯૨ મો.**

સંબંધ=વળગણ
ભોથાં=જડિયા; મૂળના રેસા; ઠુંઠા.
બેમાલૂમ=જણાય નહિ એવી રીતે
તલપ=ફલંગ; ઝડપ
સબળ=જોરાવર
ફાળ=કુદકો
ગોઠવ્યા=પૂર્યા; કબજ કર્યા;
ફરક=ફેર; તફાવત
પલટાય=બદલાય
રંગભેદ=રંગમાં તફાવત
પરિપક્વ=પુરેપુરૂં પાકેલું.
હેતુ=મતલબ; કારણ
ચકચકિત=ચળકાટ મારતો

**સવાલ**—પ્રાણી ને વનસ્પતિના રંગ જુદા જુદા હોવાનુ કારણ શું ? કેટલાક પ્રાણીના શરીરના રંગનો સંબંધ બતાવો. પ્રાણીનો રંગ અને તેમની આસપાસના પદાર્થોનો રંગ મળતો આવે છે તેનાં મુખ્ય કેટલાં ને કયાં કયાં કારણો છે તે દાખલા આપી સમ-

જાવો. જંગલી પ્રાણી ને પાળેલાં પ્રાણીનાં રંગમાં ફેર હોવાનું કારણ શું ? ફૂલનો રંગ ભભકાદાર શા માટે બનાવ્યો હશે ? ફળનો રંગ સુશોભિત શા કારણથી બનાવ્યો હશે ?

**પાઠ ૯૩ મો.**

ગલીઓ=સાંકડી શેરીઓ
હૃદય=લોહીની ટાંકી
ધોરી નસ=મોટી નસ
મોરી=નીક; નાની ગટર
ગરનાળું=મોટી ગટર; પાણી જવા માટે ઉપરથી બંધ કરેલો સાંકડો રસ્તો
ક્ષીણ થાય છે=કમજોર થાય છે.
શિરા=નસ.
રેંટમાળ=પાણી કાઢવાને ઢોચકાંવાળું ચક્કર
સ્નાયુ=જે તાંતણાથી હાડકાં સાથે માંસનાં લોચા વળગેલા રહે છે તે
ધબકારો=ટકોરો
ટકોરા=ધબકારા

**સવાલ**—હૃદય કોના જેવું છે ? એનું કદ કેવડું છે ? એ શેનું બનેલું છે ? એને કેટલાં ખાનાં હોય છે ? હૃદય કયાં આગળ છે ? કયા ખાનામાં અસ્વચ્છ ને કયામાં સ્વચ્છ લોહી હોય છે ? હૃદયનો ને પાણીની ટાંકીનો મુકાબલો કરો. ગંદું પાણી કેવી રીતે નદી કે દરીઆમાં જાય છે તે સમજાવો, ગંદા પાણી વહેવાની સાથે અસ્વચ્છ લોહી વહેવાનો મુકાબલો કરો. અસ્વચ્છ લોહી જે નળીમાં થઇને જાય છે તેને શું કહે છે ? સ્વચ્છ ને અસ્વચ્છ લોહીનો રંગ કેવો હોય છે ? અસ્વચ્છ લોહી સ્વચ્છ શી રીતે થાય છે તે સમજાવો. છાતીમાં તથા હાથના કાંડાપર ધબકારા શાથી થાય છે ? તંદુરસ્ત માણસની અને બાળકની નાડી એક મિનિટમાં કેટલા ધબકારા કરે છે તે ગણીને કહો. હૃદયનું ચિત્ર કાઢી બતાવો અને તે સમજાવો.

**પાઠ ૯૪ મો.**

ગરમાવો=ગરમી; હુંફ
શ્વાસ=દમ લેવો
મૂત્ર=મૂતર
વાટે=રસ્તે
ઘટ=ખોટ
કાઠું=શરીરનો બાંધો
પેજવાળા=કાંજીવાળા
તૈલી=તેલવાળા
ચરબી=ચામડીની અંદર ઠરેલો ચીકણો પદાર્થ
સૂક્ષ્મ=ઝીણો
ક્ષાર=ખાર
સમાર=દુરસ્ત
વીઘરીને=પીગળીને; ઓગળીને
ફેફસાં=છાતી માંહેલી જે ઇંદ્રિયો વડે શ્વાસ લેવાય છે અને બહાર કઢાય છે તે.
શાહીચૂસ કાગળ=બ્લોટિંગ પેપર
આંતરડું=ગૂંછળું વળેલા દોરડા જેવો પેટનો ભાગ. એ જઠરની નીચે ડાબી બાજુપર છે.
કાળજું=છાતીને જમણે પાસે જે પિતાશય છે તે
શેષ=બાકી
મળ=મેલ; વિષ્ટા
તત્ત્વ=સાર

**સવાલ**—આપણને ખોરાકની જરૂર ને વરાળયંત્રને કોયલાની જરૂર શા માટે છે તે સમજાવો. ઘસારો કયે કયે રસ્તે બહાર નીકળે છે? જો આપણે ખાઇએ નહિ તો શું થાય? નાના બાળકોને વધારે શા માટે ખાવું પડે છે? ખોરાકના મુખ્ય કેટલા ને કયા કયા ઉપયોગ છે? ખોરાકના પદાર્થના કેટલા વર્ગ પાડી શકાય અને તે કયા કયા? અને તે દરેક શું કામ કરે છે? ખોરાક ચાવીએ છીએ ત્યારે મોઢામાંથી જે થુંક છુટે છે તેનું નામ શું? મોંમાં મૂકેલો કોળીઓ જઠરમાં શી રીતે જાય છે તે સમજાવો. જઠર શેનું બનેલું છે? જઠરમાંથી રસ નીકળે છે તે શેમાં મળી જાય છે? જઠરને ફરતી નાની નસો કોના જેવી છે? જઠરમાં પાચન થયા વગરનો જે ખોરાક હોય તે કયાં જાય છે અને ત્યાં તેને શું મળે છે? પિત્તની મદદથી કયા પદાર્થો પચી જાય છે? જઠરની નીચે શું હોય છે? તેમાંથી

જે રસ નીકળે છે તે શું કામ કરે છે? મળ રૂપે કયો ભાગ બહાર નીકળી જાય? લોહી શું કામ કરે છે? મોંમાં મુકેલા ખોરાકનું લોહી થતાં સુધીનું પુરેપુરૂં વર્ણન કરો. જઠર, કાળજું અને આંતરડાંનું ડ્રોઇંગ પાડો અને સમજાવો.

| | | |
|---|---|---|
| **પાઠ ૯૫ મો.** | વિટાળ્યું=લપેટયું | છિદ્રોવાળું=કાંણાવાળું |
| નિભાવવાને=ટકાવવાને; કાયમ રાખવાને | ધ્રુજારી=કંપારી | મેળાપ=સમાગમ; સંયોગ |
| નિરોગી=તંદુરસ્ત | મંદવાહક=ગરમી ધીમે વહેવડાવનારૂં | જમાવ=એકઠું થવું તે |
| કુંજો=ભોટવો | ધાસ્તી=બીક; ભય | શોષણ=ચૂસી લેવું તે |

**સવાલ**—માણસને ખોરાકની જરૂર શા માટે છે? માણસના શરીરમાં ગરમીનું માપ કેવું હોય છે? વસ્ત્રની જરૂર શા માટે છે? ઊનનાં લુગડાંથી ટાઢ કેમ વાતી નથી તે સમજાવો. ઊનમાં કેવો ગુણ છે? શરીરમાં અગત્યના ભાગ કયા કયા છે ને શા માટે? પરસેવો થાય છે તેથી શું થાય છે? ઊનના લુગડામાં કેવો ગુણ છે કે પરસેવો ચૂસી લે છે? સુતરાઉ લુગડામાં એવો ગુણ છે કે નહિ? સુતર ને ઊનનો મુકાબલો કરો. ઊનનાં લુગડાં કેમ જલદી મેલાં થાય છે? ઉનાળાની ઋતુમાં શેનાં કપડાં પહેરવાં? ઉનાળામાં સફેદ વસ્ત્ર પહેરવાથી શો ફાયદો?

| | | |
|---|---|---|
| **પાઠ ૯૬ મો.** | ખાદી=એક જાતનું જાડું દેશી લુગડું | પીલવો |
| સાડી=બૈરાંને પહેરવાનું રેશમી લુગડું | લોઢવો=કપાસમાંથી રૂ અને કપાસીઆ છુટા પાડવા; ચરખામાં | જીન=કપાસ લોઢવાનો સંચો |
| સાલ્લો=બૈરાંને પહેરવાનું સુતરાઉ લુગડું | | લાટ=કપાસ પીલવાના ચરખાની ધરી |

| | | |
|---|---|---|
| કાંતવું=લાંબા દોરા કાઢવા | લાકડાનું ઓજાર (એનો આકાર ડમ્બેલ્સ જેવો હોય છે પણ છેડા ગોળાકાર હોય છે, | રેંટીઓ=રેંટ |
| પીંજણ=પીંજવાનું ઓજાર | ગાભણું=પીંજેલા રૂનો ગોટો | સાળ=લુગડાં વણવાનો સંચો |
| તાંત=બકરાના આંતરડાની દોરી | કસ્તર=ઝીણો કચરો | બરછટ=ખરબચડું |
| તંગ=સખત | | લાગ=દાવ; વખત; પ્રસંગ |
| ગોટીલો=પિંજરાનું | | પિંજારા=રૂને સાફ કરનારા |

**સવાલ**—રૂ શું છે? ક્યાંથી આવે છે? તે શા કામમાં આવે છે? કપાસ લોઢવાના જીન મુંબાઇ ઇલાકામાં ક્યાં ક્યાં છે? જીનમાં કેટલી લાટો હોય છે અને તે શેની હોય છે? રૂને પીંજવાની રીત કહો. કાપડ વણવાના સંચા મુંબાઈ ઇલાકામાં ક્યાં ક્યાં છે? સાડી, સાલ્લા, ખંડ, ધોતીઆં, ખાદી કોણ વણે છે ને કેવી રીતે વણે છે? કાપડ બનાવવા માટે કયા કયા ચાર સંચાની જરૂર પડે છે? સંચા શેના બને છે અને તે શાથી ચાલે છે? હાથે ચલાવવાના સંચા શાના બનાવે છે? રૂમાંથી કાપડ થતાં સુધીની હકીકત કહો.

| | | |
|---|---|---|
| **પાઠ ૯૭ મો.** | રહેવાની લાંબી ગોળ દડી | શેતુર=એક જાતનું ઝાડ |
| રેશમ=હીર | ગોટી=ગોળ દડો | રંગીત=રંગેલાં |
| રૂપ=ઘાટ | કોકડી=દડી | કસબ=સોનેરી કે રૂપેરી તાર |
| જાળું=ફાંદો | તક=દાવ | |
| કોશેટા=પતંગીઆને | | |

**સવાલ**—રેશમ કોણ બનાવે છે? એ કીડો શું ખાઇને

જીવે છે ? કોશેટામાંથી રેશમ કાઢવાની રીત બોલો. રેશમ ક્યાંથી આવે છે ? કયા કયા શહેરોમાં રેશમ ખપે છે ? રેશમનો વણાટ કયા કયા શહેરમાં ચાલે છે ? રેશમ પર રંગ ચઢી શકે છે કે નહિ ? દેશી રંગ ચઢાવવાથી શું ફાયદો ? વિલાયતી રંગથી શું નુકસાન ? રેશમી કાપડ આપણા દેશમાં સંચામાં વણાય છે ? ક્યાં સંચામાં વણાય છે ? રેશમી લુગડાથી શો ફાયદો ? ગરીબ લોકો એનો ઉપયોગ કેમ કરી શકતા નથી ?

**પાઠ ૯૮ મો.**

કોલું=શેરડી પીલવાનો સંચો
છારી=પડ; પોપડી
તરી=ઉપર આવી
ધાડો=જાડો
છાલકો=છોળો
લીલ=સેવાળ
ઉઝરડી=ઉખેડી; ખોતરી
ચાસણી=ખાંડમાં પાણી રેડી ઉકાળી તાર નીકળે એવી ઘટ્ટ બનાવે છે તે
આયાત=બહાર ગામથી આવતો માલ
ચોવડાં=ચારવડાં

**સવાલ**—વસોઇ તાલુકાની ખાંડ બનાવવાની હકીકત કહો કોલ્હાપુરમાં ખાંડ શી રીતે બનાવે છે ? કોલ્હાપુરની ખાંડ રાતી કેમ હોય છે ? ગોળ બનાવવાની રીત કહો. ખાંડ તથા ગોળનો ઉપયોગ કહો. પરદેશી ખાંડ ઉજળી આવવાનું કારણ શું ? પરદેશી ખાંડ બનાવવાની રીત કહો. ખાંડ કઈ કઇ વસ્તુમાંથી બને છે ?

**ભાગ ત્રીજો સમાપ્ત.**

# કવિતાની સમજુતી.

**પાઠ ૭ મો.**

મુખે=મોઢે
વેર્યાં=નાખ્યાં
ફૂલ=પુષ્પ
નસીએ=દેવયોગે
નીચા નમી=નીચા વળી
વીણશું=એકેએકે લઇશું
અત્યારે=હમણાં
ગુસ્સે થઇ=રીસ કરી
વિપત=આપદા; દુઃખ
ભુલીને=વીસરીને
ઘણુતોલે=ઘણીજ
માફ=ક્ષમા
અન્યાય=ગેરઇન્સાફ
મટવાને=દૂર થવાને
ઘટવાને=ઓછો થવાને
ધીરીને=ઉધાર આપીને
આબરૂ=ઇજ્જત
દુખીઓ=હેરાન
પાખી=વગર
ધીરેલા=આપેલા
નવ આલે=ન આપે
વાંકું બોલી=ઇનકાર કરી; ના કહી
ભાળે=જુએ
ફરિયાદી=ન્યાય મેળવવા માટે અરજ
સદ્‌ગુણ=સારા લક્ષણ
ચિંતા=ફીકર
અટપટી=ગુંચવણભરેલી
ચટપટી=ગભરામણ
મા'લે=ખુશીથી રહે

**પાઠ ૭. આજ અને કાલ.**

નસીએ ખુશી થઇને રસ્તામાં ગુલાબનાં ફૂલો નાખ્યાં, તે નીચા વળી કયારે વીણીશું ? ભાઈ હમણાં આજ ને આજ વીણી લો. (મતલબ કે જેમ ફૂલ થોડા વખતમાં કરમાઇ જાય છે તેમજ સારાં કામો કરવાનો વખત પણ જતો રહે છે, માટે ગુલાબનાં ફૂલ રૂપી સારાં કામો તરતજ કરવાં) (૧) પણ જો કે કદી ગુસ્સે થઇને બોલશે તો તને ઘણી આપદા પડશે. તો પછી અફસોસ કયારે કરવો ? ભાઈ કાલે, કાલે, કાલે. મતલબ કે સારાં કામ કરતાં દુઃખ આવી પડે તો દીલગીર થઇ છોડી દેવું નહિ. (૨) કોઇએ

ભૂલથી આપણું ખરાબ કર્યું હોય અને કદી આપણને આવીને દુઃખ આપ્યું હોય તો તેને માફ ક્યારે કરીશું ? ભાઈ હમણાં આજ ને આજ. (૩) પણ ગેરઇન્સાફ થતો હોય તો તે દૂર કરવાને મનમાંથી રીસ ઓછી કરવાને, જો લડવું હોય તો ક્યારે લડવું ? ભાઇ કાલે, કાલે, કાલે. (૪) કોઇએ આપણને પૈસા આપીને આપણી લાજ રાખી હોય, તે માણસ પૈસા વગર દુઃખી થતો હોય તો તે પૈસા પાછા ક્યારે આપવા ? ભાઇ હમણાં આજ ને આજ. (૫) કોઈ માણસ આપણે આપેલા પૈસા પાછા આપે નહિ, ને વાંકું બોલે, અને સામું પણ જુએ નહિ, તેવા માણસપર કહો કે ક્યારે ફરિયાદી કરવી ? ભાઇ કાલે, કાલે, કાલે. (૬) સારા ગુણનાં ઘણાં કામો કરવાં છે પણ વ્યવહારમાં વખત ન મળ્યો તો પછી તે ક્યારે કરવાં ? ભાઇ હમણાં આજ ને આજ. (૭) ક્રોધ, અપશબ્દો, ફીકર, ગભરામણ, ગુંચવણ ભરેલી વાતો પોતાની મેળે મનમાં આવે તો તે મનમાં જઇને ક્યારે આનંદથી રહે ? ભાઇ કાલે, કાલે, કાલે. (૮)

**સાર**—સારાં કામ આજેજ કરવાં અને નઠારાં કામ માટે આવની કાલપર વિચાર રાખવો મતલબ કે નઠારાં કામ કરવાંજ નહિ.

| **પાઠ ૧૬ મો.** | પ્રત્યય "નો" | હૈડે=છાતીએ |
|---|---|---|
| ધ્રુવ=ઉત્તાનપાદના પુત્ર | રાજ્ઞઓ=રાજા | ન માય=સેવાય નહિ |
| નિસાસો=આશા ભંગ થયેથી જીવને જે અકળામણ થાય તે | રાજન=રાજા | ધરો=રાખો |
| | નરપતિ=રાજા | પ્રજા=રૈયત |
| | સૂણો=સાંભળો | ઉદર=પેટ |
| વિમાસે=વિચારે | પૃથ્વીપતિ=જગપતિ; | મેહ=વરસાદ |
| કેરો=છઠ્ઠી વિભક્તિનો | રાજા | માગ્યા મેહ=જોઈતો |

| | | |
|---|---|---|
| વરસાદ | દયાળ=દયાળુ | નીરખું=જોઉં |
| તમ દેશ=તમારા મુલકમાં | સંચર્યો=ગયો | અજસુત=નારદ; બ્રહ્મા-ના પુત્ર |
| વેશ=દેખાવ | મૂઢમતિ=મુર્ખાઇ | ભૂપત ભણી=રાજા પ્રત્યે. |
| લીલા=આબાદ | પરવરી=ચાલી; નીકળી | કુળ=વંશ |
| લીલારાજ=આબાદ રાજ | અપરાધ=ગુનો | ઉદરે=પેટે; કુખે. |
| ભોગવો=ચલાવો | મંદમતિ=ઓછી અક્કલ | નગર=મુલક |
| સોય=તે | દુભવ્યો=નારાજ કીધો | અવાસ=રહેઠાણ |
| વચન=બોલ | સાધ=સાધુ; સજ્જન | ચરણે ચાંપી=પગે દાબી |
| સધીર=ધીરજવાળાં | પરહર્યા=તજ્યા | નિશદિન=રાત દહાડો |
| નયણે=આંખોએ | ગૂઢ=વિકટ; બિહામણું | નીરખે=જુએ |
| વહે=રેલો જાય | વિકાળ=ભયંકર; બીક લાગે એવા | તન=શરીર |
| નયણે વહે અતિનીર=આંખમાંથી ઘણા આંસુ પડે | કિરણ=સીધી લીટીમાં પડતો પ્રકાશ | સફળ હવો=સાર્થક થયો |
| વદે=બોલે | સંચર્યું=ગયું | તારણહાર=તારનાર |
| રૂદે=મનમાં | | |
| ટાળો=મટાડો | | |

## પાઠ ૧૭ ધ્રુવજીના બાપ અને નારદ ઋષિ.

### પૂર્વછાયો.

ધ્રુવજીના પિતાને નિસાસા નાખતાં જોઇને નારદ ઋષિ મનમાં વિચાર કરે છે, કે રાજા તું પોતે દુનિયાનો માલીક છે, પછી તમને શું દુઃખ છે? નારદ ઋષિ કહે છે કે હે રાજા, તમે સાંભળો. તમે મોટા રાજા છતાં તમને આટલું બધું શું દુઃખ છે, કે છાતીમાં શ્વાસ પણ માતો નથી?

## ચોપાઇ.

તમારો દેખાવ આસ્થાથી સેવા કરવા લાયક છે, તમે રૈયતનું પોષણ કરો છો, તમારા દેશમાં જેવો જોઇએ તેવો વરસાદ આવે છે, છતાં આટલું દુઃખ શા વાસ્તે રાખો છો ? (૧) તે આબાદ રાજ ભોગવો, તને તે કાંઇ દુઃખ હોય ? એવા ધીરજ આપનારાં વચન નારદ ઋષિએ કહ્યાં તોપણ રાજાની આંખમાંથી ઘણાં આંસુ પડે છે. (૨) રાજા એમ કહે છે કે ઋષિ સાંભળો, મારો છોકરો જંગલમાં ગયો છે, તેથી મારે મન ઘણું દુઃખ થાય છે, માટે તમે દયાળુ તે દુઃખ મટાડો. (૩) મેં બહુ મુર્ખાઇ કરી તેથી બાળક વનમાં જતો રહ્યો. મેં ઓછી બુદ્ધિવાળીએ એ પવિત્ર માણસનું મન નારાજ કર્યું, એવો મેં ગુનો કીધો છે. (૪) એ કારણથી મેં બધી મોજમઝા અને સુખનાં સાધન છોડી દીધાં, તેથી મેં નિસાસા નાખ્યા, અને મને ચિંતા થાય છે, કે બિહામણું વિકટ જંગલ હશે, ત્યાં મારો છોકરો એકલો કેમ રહેશે ? (૫) જેનું મોં ઘણું કોમળ છે, એટલે જે ઘણો નાજુક છે, તે સુરજનો સીધી લીટીનો પ્રકાશ કેમ વેઠશે ? (સુરજનો તાપ શી રીતે વેઠશે) મારૂં બધું સુખ ધ્રુવજી સાથે ગયું, તેથી હું નિસાસા નાખું છું. (૬) તમે દયાળુ તે દુઃખ મટાડો, કે જેથી એકવાર છોકરાને મારી નજરે પ્રત્યક્ષ જોઉં, રાજાનાં એવાં વચન સાંભળીને નારદ ઋષિ રાજા પ્રત્યે બોલ્યા. (૭) રાજા તારા વંશમાં ધ્રુવ જન્મ્યો તેથી તારા જિંદગીને ધન્ય છે. જે માતાને પેટે જન્મ્યો તે માતાને પણ ધન્ય છે, રાજા તને ધન્ય છે, કે તારે ત્યાં ધ્રુવ અવતર્યો. (૮) જ્યાં ધ્રુવ જન્મ્યો છે, તે શહેરને, અને તે મહેલને પણ ધન્ય છે, જે માણુસને ધ્રુવની સોબત છે, તેને પણ

ધન્ય છે. જે ધરતીપર પગ મૂકીને ધ્રુવજી ચાલે છે, ત્યાં તે ધરતીને પણ ધન્ય છે એમ કહીએ. (૯) ધ્રુવજીનાં દર્શન રાત દહાડો કરેછે, તે જંગલને, અને તે પક્ષીને પણ ધન્ય છે. હે રાજા તારૂં જીવ્યું સાર્થક થયું, કે તારે ત્યાં એકોતેર પેઢી તારનાર જન્મ્યો છે. (૧૦)

**પાઠ ૨૪ મો.**

સુવાક્ય=સારૂં વચન; સારા બોલ
સ્નેહ=હેત; પ્રીતિ
સદૈવ=હંમેશાં
વાધે=વધે; થાય
કુવાક્ય=નઠારૂં વચન; નઠારા બોલ
લાધે=મળે; થાય
વિવેક=સલુકાઇ; ડહાપણ; સારા નરસાનો વિચાર
આણી=લાવી
યાર=ભાઈ
ઉચ્ચાર=બોલ
વાણી=બોલ; શબ્દ
વિશ્વ=દુનિયા; જગત
વખાણે=તારીફ કરે સ્તુતિ કરે; માન આપે
કીર્તિ=આબરૂ
જનો=માણસો
પડે=હલકે દરજ્જે ઉતરે; ગરિબાઇમાં આવે; પડતી થાય
ચઢે=મોટે દરજ્જે આવે; સુખી થાય; ચઢતી થાય.
વડે=થી; થકી
પ્રાણી=માણસ
પ્રજા=લોકો; રૈયત
પાળે=પોષે
ઘુડ=ઘુવડ
ઉચ્ચારનું=બોલનું
ભલી=સારી
ભલાઈ=ભલમનસાઇ
બુરાઇ=નઠારાપણું; વેર; દુશ્મનાઇ
અમૂલ્ય=કીંમતી; જેની કિંમત થઇ શકે નહિ તે
મૂલ=કિંમત
લગાર=થોડા
પળી=ચાંગળું
રે=અરે
માનવી=માણસ
વેણ મુક્યું=શબ્દ બોલ્યો
ગળાય=ગળી જવાય
થુક્યું=થુંકેલું
વિમાસશો=પસ્તાશો; દીલગીર થશો.
હાણી=નુકસાન; ખરાબી; પાયમાલી
છરા=બંદુકમાં ભરવાની ગોળી
છેદ=ઘા; જખમ
સૂઝે=માલમ પડે
કાપ=ઘા; જખમ

રૂઝે=મટે; સારો થાય; નવી ચામડી આવે
કોઠી=મોટી બરણી
મટે=સારી થાય
તોપ તણો=તોપનો
ભડાકો=અવાજો
હવા વિષે=હવામાં
હડાકો=પડઘો; સામો અવાજ
તાણી=ખેંચી
વદો=બોલો
વણશે=બગડશે
ભાર તોલ=માન; આબરૂ; વક્કર.

## પાઠ ૨૪. વિચારીને બોલવા વિષે.

સારૂં વાક્ય બોલવાથી હંમેશાં પ્રીતિ વધે છે; નઠારૂં વાક્ય બોલવાથી હંમેશાં કજીઓ થાય છે; માટે હે ભાઇ મનમાં જરા સલુકાઇ લાવીને જે બોલ બોલો તે વિચારીને બોલો. (૧) સારૂં વાક્ય બોલવાથી આખી દુનિયા તારીફ કરે, પણ નઠારૂં વાક્ય બોલવાથી માણસો આપણી આબરૂ જાણે નહિ, માણસની પડતી અને ચહતી જીભથીજ (બોલવાથીજ) થાય છે, માટે હે ભાઈ જે બોલ બોલો તે વિચારીને બોલો. (૨) જુઓ રૈયત (લોકો) પોપટને ઘેર પાળે છે. પણ ઘુવડ પક્ષી પોતાના માળામાં પણ નચિંતે સૂઈ શકતું નથી; એજ બોલનુંજ કારણ જાણ, માટે. (૩) સારી જીભથી (સારૂં બોલીને) ભાઇ ભલમનસાઇ મેળવ, નઠારી જીભથી (નઠારૂં બોલવાથી) લોકો નઠારૂં બોલે છે, પછી તે ગરીબ હોય કે રાજાનો છોકરો હોય કે રાણી હોય તોપણ લોકો નઠારૂં બોલે છે માટે. (૪) સારૂં વાક્ય બોલવાથી દૂધ; દહીં અને ઘી આપશે, અને જેની કિંમત ઘણી હશે તેની થોડી કિંમત લેશે; પણ નઠારૂં વાક્ય બોલવાથી કોઇ ચાંગળું પાણી પણ નહિ પાય; માટે. (૫) અરે માણસ તું મોઢેથી જે શબ્દ બોલ્યો તે જેમ તેં થુંકેલું થુંક ફરીથી ગળાતું નથી, તેમ તે બોલેલો બોલ પાછો ખેંચી લેવાનો નથી, જો એવી

વાણી હશે તો પસ્તાશો અને નુકસાન થશે, માટે. (૬) છરાના ઘાનો ઉપાય માલમ પડે, પણ નઠારા વાકયનો ઘા કદી રૂઝાતો નથી. (તે બોલ મનમાંથી જતો નથી.) જેમ કાચની કોઠી કાંણી હોય તે જેમ સંધાતી નથી તેમ, માટે. (૭) સારો કે નઠારો તોપનો અવાજો હવામાં હણુહણાટ કરતો ચાલ્યો જતો હોય, તો તમે કહો કે તેને કેમ ખેંચી શકાય? મતલબ કે ખેંચી શકાય નહિ, તેમ બોલેલો બોલ પાછો ખેંચી શકાતો નથી, માટે. (૮) વિચારીને શબ્દ બોલો, તો કામ કદી પણ બગડશે નહિ. દલપતરામ કવિ કહે છે, કે જે સારા માણસો છે, તેજ ભાર વક્કર રાખે છે. મતલબ કે બોલેલું પાળે છે.

**પાઠ ૨૭ મો.**

દુઃખ=આપદા, સંકટ
આણીએ=લાવીએ
ઘટ=શરીર
ઘડીઆં=બનાવ્યાં
ટાળ્યાં=મટાડ્યાં
નવ ટળે=નહિ જાય
રઘુનાથજી=પરમેશ્વર
જડીઆં=વળગ્યાં
ભમ્યાં=ભટક્યાં. રખડ્યાં.
ભોગવ્યાં=ગુમાવ્યાં; ગાળ્યાં
નિદ્રા=ઊંઘ
નયને નિદ્રા=આંખમાં ઊંઘ.
સ્વામી=ધણી (લઇ ગયો
હરી ગયો=છાની રીતે
મસ્તક=માથાં
છેદાઇ=કપાઇ
લુટાણી=લુટાઇ
સતવાદીઓ=સાચું બોલનારો
નીચ=હલકા
હરિને=પરમેશ્વરને
ભજો=ભજન કરો
સા'ય=મદદ
અર્થ=કામ
સરશે=થશે
ભીડ=સંકટ
સમર્યા=સંભાર્યા
અંતરજામી=મનની વાત જાણનાર; પરમેશ્વર
ભાવટ=દુઃખ; જંજાળ
ભૂધરે=પૃથ્વી ધારણ કરનારે; પરમેશ્વર

**પાઠ ૨૭. સુખ દુઃખ મનમાં નહિ લાવવા વિષે.**

સુખ અને દુઃખને મનમાં લાવવાં નહિ, કારણ કે તે શરીરની

સાથે વળગેલાં છે. એ કોઈનું મટાડેલું મટતું નથી કારણ કે ઇશ્વરે નિર્માણ કરેલું છે. માટે સુખ અને દુઃખને મનમાં લાવવાં નહિ. (૧) નળરાજા જેવો મરદ નથી, ને દમયંતી જેવી સતી સ્ત્રી નથી, કે જે અર્ધી નાગી અવસ્થામાં જ્યાં અનાજ ને પાણી મળે નહિ એવા જંગલમાં રખડ્યાં, માટે. (૨) પાંચવ પાંડવ જેવા ભાઇઓ કે જેને સતી દ્રૌપદી સ્ત્રી હતી, તેમણે પણ બાર વરસ વનવાસ વેઠ્યો, અને કોઈ દિવસ સુખે ઊંઘ્યા નહિ; માટે. (૩) સીતા જેવી સતી સ્ત્રી નથી કે જેના રામજી ધણી હતા, તે સતીને રાવણ લઈ ગયો, તેથી સતી ઘણું દુઃખ પામી, માટે. (૪) રાવણ જેવો રાજા જેને મંદોદરી સ્ત્રી હતી, તે રાવણનાં દશ માથાં કપાઇ ગયાં ને બધી લંકા લુટાઇ ગઇ, માટે. (૫) હરિશ્ચંદ્ર રાજા સત્યવાદી હતો અને તેને તારાલોચની રાણી હતી. તેણે હલકા માણસને ત્યાં પાણી ભર્યું (મતલબ કે મજુરી કરી) એવાં ઘણાં દુઃખ પડયાં, માટે. (૬) જુઓ ઇશ્વરે આગળ ઘણી મદદ કરી હતી. તેથી જણાય છે કે આપણું કામ પણ થશે. એવું સમજીને ઇશ્વરનું ભજન કરો; તે મદદ કરશે. માટે. (૭) દરેકને જ્યારે આપદા પડી ત્યારે તેમણે ઇશ્વરને યાદ કીધા. ત્યારે નરસિંહ મહેતાના ધણી ઇશ્વરે (શ્રીકૃષ્ણે) તેઓની આપદા ટાળી, માટે. (૮)

**પાઠ ૩૯ મો.**

સ્વદેશ=પોતાનો દેશ
સ્વદેશ પ્રીતિ=પોતાના દેશપર પ્રેમ
ભલી=સારી; ફળદ્રુપ
ભાર્ત ભૂમિ=ભરત રાજાનો મુલક; ભરત ખંડ; આર્યાવર્ત; હિંદુસ્તાન
વિષે=માં
જેહ=જે
કે'નો=કહેનો
ભલે=સારો
ભોમ=ભૂમિ; જમીન
પ્રાણ=જીવ

મૂર્ખ=અક્કલ વગરનો
ભૂમિ=પૃથ્વી
ભારે=બોજારૂપ
દાઝ=લાગણી; દયા
શુષ્ક=સુકું; સુકાયલું
હૈયું=મન
વજ્ર=કઠણ; દયા વગરનું
લેવું દેવું=લેણ દેણ
કદાપિ=કદાચ
લક્ષ્મીવાળો=ધનવાન; તવગર; પૈસાદાર
વડો=મોટો
વૈભવી=વૈભવવાળો
રાજવી=રાજા
રૂપાળો=ખૂબસુરત; દેખવડો.
તથાપિ=તોપણ
વિવેકી=ખરૂં ખોટું સમજનાર
વખાણે=તારીફ કરે
કાગ=કાગડા
પ્રમાણે=પેઠે; માફક
સ્વદેશી=વતની; પોતાના દેશનો
દેશીના=પોતાનાં દેશ નાનાં
ટાળે=મટાડે; દૂર કરે
પાળે=પોષે
કલ્યાણમાં=ભલામાં; સારામાં
લેખે=ગણે
પુરા પ્રેમથી=ખરા હેતથી
પેખે=જુએ; ઓળખે
વિદ્વત્તા=પંડિતાઇ; વિદ્વાનપણું
વાપરી=ખરચી
દેશ દાઝે=દેશની લાગણીને માટે
લોકલાજે=લોકની શરમથી
સ્વદેશાભિમાની=પોતાના દેશનું અભિમાન ધરીને કરેલાં
વૃથા=ફોકટ
જન્મ=જિંદગાની; જીવતર
ખોયો=ગુમાવ્યો
કમાણી=સાર્થક; પેદાસ
વિદેશે=પરદેશે
વસીને=રહીને
કાળ=વખત, સમય
ગાળી=ગુમાવી
સ્વદેશે=પોતાને વતને
વિયોગી=જુદા પડેલા; વિખુટા પડેલા
ભેટી=મળી
ભાવે=હોંસથી
હર્ષનાં=હરખનાં; આનંદનાં
આંસુ=આંખમાંથી પડતાં પાણી
નાવે=આવે નહિ

## પાઠ ૩૯. પોતાના દેશપર પ્રેમ.

સારા ભરતખંડમાં હંમેશાં રહેતો હોય તેમાં કોણ બિચારો

હશે કે જે "મારો દેશ સારો છે. મારી ભૂમિ સારી છે અને એ મને જીવથી હંમેશાં વહાલી છે" એમ કોણ નહિ કરતો હોય ? (મતલબ કે બધાજ કહે છે.) (૧) કયો અક્કલ વગરનો પૃથ્વીને ભારે મારતો હશે ? જેને દેશની લાગણી જરા પણ નથી, જેનું મન હમેશાં કઠણ અને સુકાએલું હોય છે, જે એમ જાણે છે કે મારે કંઈ લેવું દેવું નથી, (મતલબ કે મારે કોઈની સાથે સંબંધ નથી) એવો માણસ. (૨) કદાપિ તે ઘણો પૈસાવાળો હશે, મોટા વૈભવ-વાળો, રાજા કે રૂપાળો હશે તોપણ તેને વિવેકી માણસ વખાણે નહિ તે કાગડા અને કીડાની પેઠે ગુજરાન ચલાવે છે. (૩) જે દેશીના દુઃખ ઘટાડે હજારો માણુસોનું હંમેશાં પોષણ કરે; વળી લોકના ભલામાં લાભ ગણે, તેને ખરો સ્વદેશી જાણવો. કહો કે તેને ખરા હેતથી કોણ નહિ જુએ ? (મતલબ કે બધાજ જુએ) (૪) જે વિદ્વાન માણસે દેશની લાગણીને માટે વિદ્યાનો ઉપયોગ કીધો નથી. જે પૈસાદારે લોકોની શરમથી એક પાઇ પણ ખરચી નથી. જેણે સ્વદેશાભિમાનનાં કામ કીધાં નથી. તેણે પોતાની જિંદગી નકામી ગુમાવી અને શું કમાયો ? (મતલબ કે કંઇજ નહિ) (૫) પરદેશમાં રહીને ઘણો વખત ગુમાવીને જે સારો ભાગ્યશાળી હોય તેજ પોતાને દેશ જાય અને જુદાં પડેલાં સગાં અને ભૂમિને હેતથી મળે, તે વખતે કહો કે કોને હરખનાં આંસુ નહિ આવે ? (બધાંનેજ આવે) (૬).

**પાઠ ૪૬ મો.**

| | | |
|---|---|---|
| | ભેટયા=મળ્યા | કપટે=દગાથી |
| ધાઇ=દોડી | ભ્રાત=ભાઈ | ખસે=દૂર જાય |
| ભાવે=હેતથી | સાથ=સંગાત; ટોળું | સામગ્રી=સામાન; ચીજો |

હસે=મશ્કરી કરે
ઉતરવા=રહેવા
વશેક=ઘણાજ; વધારે
વસમો=કપરો; કઠણ
ઠામ=જગો
છાજ=છત
વળી=સાકટી
ભીંત્યો=ભીંત
દોહશ=બંને બાજુ
જુઆ=જોઆ
હુઆ=થયા
હસણી=મજાકખોરી
નાત્ય=નાત
દર્શન=જોવું; દેખવું
ખોઇએ=દૂર કરીએ
સુંદરી=જુવાન સ્ત્રી
મનવિના=કમનથી
નમે=નમસ્કાર કરે
દીઠા=જોયા
હરિ=પરમેશ્વર

ફુટડો=દેખાવડો
તુઠડો=પ્રસન્ન
ભાગ્યું=દૂર થયું
મરડે=મચડે
મંડપમાં=માંડવામાં
ચંગ=મંજીરા; કાંસાજોડ
ગાંઠડી=ગાંસડી
લટકે=ટિંગાય
પટકે=પિછોડીએ
કાષ્ટ=લાકડાં
ભારો=જુડો
મામેરાનો=મોસાળાનો
ઉધારો=બાકી; મણા
તુળશીદળ=તુળશીનાં પાંદડાં
ફુંકશે=વગાડશે
પુરૂં=બરોબર
કૌતક=મશ્કરી; ગમત
ટોળ=મજાક
ઉતાવળી=ઝડપથી

મરમે=ભેદમાં
લજાવ્યું=એબ લગાડી
પેઢીનું=વંશનું
ન બાપા=બાપ વગરના
ભલાં=સારાં
કઠણ=સખત
કઠણ બોલ=મેણાંના બોલ
મછર=અહંકાર; તોર; ઝેર
પુંઠળથી=પાછળથી
બડબડો=બબડો
લખેશરી=લાખ રૂપીઆનો ધણી
શે=શું
રાંક=ગરીબ
પિતા=બાપ
મુજ=મારે
કાપડું=બૈરાંની છાતી ઢાંકવાનું લુગડું
મેર=મેરૂ પર્વત
જીવતો રહે=કાયમ રહે

## પાઠ ૪૬. નરસિંહ મહેતાની ઉના ગામમાં પધરામણી.

વિષ્ણુ મહેતા (નરસિંહ મહેતા) આવ્યા સાંભળી શ્રીરંગ મહેતા વેવાઈ દોડતા આવીને બંને હોંસથી મળ્યા, જમાઈ અને

જમાઇનો ભાઈ પણ મળ્યા અને બધા નાગરનું ટોળું પણ આવીને મળ્યું. (૧) તે બધા છળભેદથી બાઝીને પાછા દૂર જતા રહે અને એનો સામાન જોઇ જોઇને મશ્કરી કરે, ઉતારાને માટે ઘર આપ્યું તેમાં ચાંચડ મચ્છર ઘણાજ હતા. (૨) તે ઘરની જમીન ઉંચી નીચી ને કઠણ હતી ને છાપરાપર નળીઆં નહોતાં; તે ઘરની છાજ કોહેલી ને સાકટીઓ જુની હતી, અને ભીંતો બંને બાજુએ બેવડી વળી ગએલી હતી. (૩) જ્યાં નરસિંહ મહેતાનો ઉતારો થયો, ત્યાં ઘણાં માંકડ અને જુવા હતા; વેવાઇ ઉતારો આપીને ગયા પછી મજાકખોરી નાગરી નાત બોલવા લાગી. (૪) કુંવર વહુનો બાપ વૈષ્ણવ છે, તેથી તેના દર્શન કરીએ તો પ્રાશ્ચિત જતા રહે (પાવન થઇએ) મહેતાને જોવા માટે ઘેરે ઘેરથી સુંદરીઓ ખુશીથી આવી. (૫) કમનથી મહેતાને નમસ્કાર કરે અને કહે કે, તમે આવ્યા તે સારૂં થયું, સ્ત્રીઓ એક બીજાને કહે છે કે, મહેતાને જોયા તે પરમેશ્વરને જોયા બરાબર છે. (મતલબ કે એમ મશ્કરી કરે) (૬) જુઓ એનો રસાલો કેવો દેખાવડો છે! એને પરમેશ્વર પ્રસન્ન છે; મશ્કરીમાં એવું કહે છે કે, હવે કુંવર વહુનું દુઃખ જતું રહ્યું. (૭) મહેતાજીના બળદ ઉપર ઘણી બગાઇઓ છે તે જુઓ. મહેતાજી માંડવામાં કીર્તન વગાડશે તેથી નાગરની નાતમાં આબરૂ વધશે. (૮) આ ગાંસડી વળગાડેલી લટકે છે, તેમાં પિછોડીએ તાસની જોડ બાંધી છે; આ તુળશીના લાકડાનો ભારો (તુળશીની માળા) છે. કહો હવે મોસાળામાં શું ખામી છે! (૯) છાબડીમાં તુળશીનાં પાંદડાં મૂકશે, ને ઉભો રહીને શંખ વગાડશે, સાધુ ઇશ્વરનું ભજન કરશે એટલે મોસાળુ પણ પુરૂં થશે. (૧૦) એમ નાગરની સ્ત્રીઓ ગમત કરે

અને મશ્કરી કરીને ઘર તરફ પાછી જાય. બાપા મોસાળું લઇને આવ્યા તે વાત કુંવરબાઇએ જાણી. (૧૧) તેથી ઝડપથી મળવાને માટે દોડી કે નણંદ મરમમાં બોલી કે બાપ દીકરીને આ શું પ્રિત કે હાંસી કરવા આવ્યો ? (૧૨) બાપદાદાની સાત પેઢીને એબ લગાડી, સાથે સાધુઓનું શું કામ હતું ? શું એકલા મળવા જાઓ છો ? એવા બાપ કરતાં બાપ ન હોય તો સારૂં ! (૧૩) આવો મહેણાંનો બોલ સાંભળીને કુંવરબાઇ પાછી વળી, ને કહેવા લાગી કે, હે નણંદ આટલો અહંકાર શા માટે રાખો છો. હે બેન પાછળથી શું બબડો છો. (૧૪) જેનો બાપ પૈસાવાળો હશે તેની દીકરીને ઘણો લાભ થશે. કોઇનો બાપ લખેશરી કહેવાય તો તે મારે શું કામનો. (૧૫) ગરીબ બાપ મારે ઘેર આવ્યો તો તેનું એક કાપડું સોનાના ડુંગર બરોબર છે તમારી મરજીમાં આવે તેમ બોલો પણ મારે મન એ બાપ ઘણું જીવજો. (૧૬)

**પાઠ ૪૯ મો.**

મહીં=સાતમીનો પ્રત્યય "માં"
તન=શરીર
ભાત=શુદ્ધ; સમજ
પુરણુ=પુરેપુરૂ
સમય=વખત
પ્રથમ=પહેલાં
સ્મરૂં=યાદ કરૂં
કાર્યો=કામો
પાલણ=પોષણ
કાજ=કામ
તેજસ્વી=પ્રકાશિત
શશિ=ચંદ્ર
તિમિર=અંધારૂં; અંધકાર
ગગને=આકાશમાં
દિનરાત=દહાડો રાત
આરામ=વિશ્રાંતિ
શ્રમથી=મહેનતથી
સુખદાએ=સુખ આપે
ભર=જોઇએ તેવી
આણી=લાવી
મેઘ મંડળ=વાદળાં
નિયમિત=વખતસર
વૃષ્ટિ=વરસાદ
સંતોષ=તૃપ્તિ
હરખ=ખુશી
સૃષ્ટિ=દુનિયા
પૃથ્વી=જમીન

ધન=પૈસો
કઠિન=કપરાં
કષ્ટ=દુઃખ
અનેક=ઘણુાજ
કાપે=દૂર કરે; મટાડો
સૃજ્યાં=બનાવ્યાં

પાવક=ગરમી; અગ્નિ
ઇશે=પરમેશ્વરે
સત્તા=હુકમ
થાપી=બેસાડી
સદિવ=હંમેશાં; સદા
સુબુદ્ધિ=સારી અક્કલ

નીતિપંથ=નીતિનો માર્ગ
ભુલાવતા=વીસરાવતાં
સંશય=શક
મુજ=મારા
સદ્‌ભક્તિ=ખરી ભક્તિ
ચરણે=પગમાં
ઠરૂં=સંતોષ પામી રહું

## પાઠ ૪૯. ઇશ્વર પ્રાર્થના.

જ્યારે ઊંઘમાં શરીરનું ભાન નહોતું, ત્યારે જુઓ કે જેણે આપણી પુરેપુરી સંભાળ લીધી, તેને સવારના પહોરમાં પહેલો યાદ કરૂં, પછી દહાડાના બધાં કામો કરૂં. (૧) એ હંમેશાં હેતથી પ્રાણીઓનું પોષણ કરે છે, અને પ્રાણીઓ માટે દુનિયાની રચના કરેલી જણાય છે, પ્રકાશવાળા સુરજ અને ચંદ્રમા હંમેશાં પ્રકાશતા રહે છે; તે જીવને જીવન શક્તિ વધારે આપે છે. (૨) આકાશમાં રાત દિવસ ફરીને અંધારૂં મટે છે, ત્યાં તેને આરામ બીલકુલ નથી. દહાડાની ઘણી મહેનતથી પ્રાણીઓ થાક્યા ત્યારે આખી રાત સુખ આપે એવી સારી ઊંઘ આણી. (૩) જો આ વરસાદના વાદળાં વખતસર વરસે છે, તેથી દુનિયા સંતોષથી આનંદમાં ફુલાય છે. જમીન વનસ્પતિમાંથી ધન અને અનાજ આપે છે અને તે જીવોનાં ઘણાં દુઃખ મટાડે છે. (૫) પરમેશ્વરે પવન, પાણી અને અગ્નિ આ કેવાં બનાવ્યાં છે ! એ ત્રણ હંમેશાં જીવોનું જીવન (જીવવાનો આધાર) છે, વળી જો એ ત્રણેને માણસની ચાકરી આપી છે. અહા ! પ્રાણીના સુખનાં સાધનની શી ગોઠવણ કરી છે ! ઓહો પરમેશ્વર તેં માણસના મનમાં અક્કલ આપી

છે, તેથી બધા જીવો પર માણુસની ઘણી સત્તા રાખી છે, જે હંમેશાં એવું સારૂં પોષણુ કરે છે, તેને વિસરીને ભજે નહિ તે પાપી માણુસ છે. (૬) પરમેશ્વર હું માગું છું, કે સારી બુદ્ધિ આપો. અને નીતિને રસ્તે દોરવો, મને ભુલાવામાં નાખનાર બધા વહેમો દૂર કરો, મારી ફરજ છે એજ સમજીને હું બધા કામ સદ્‌ભક્તિથી કરૂં, અને તમને પગે પડું તો મને વિશ્રાંતિ મળે. (૭)

**પાઠ ૫૫ મો.**

| | | |
|---|---|---|
| શિર=માથું | જામો=ઝુલતો અંગરખો | પઢતો=ભણુતો |
| ક્રોટે=ડોકે | ફાળ=છલંગ | પૂર્યો=ગોંધ્યો |
| રૂંઢ=ખોપરી | મૃગ=હરણ | મધુરો=મધુર રાગનો |
| માળ=માળા | શ્વાન=કુતરો | વાચા=વેણુ; શબ્દ |
| વૃષભ=બળદ | સુજાણુ=સારા જાણીતા | વીર=ભાઈ |
| વીણુ=વગર | શુક્રાચાર્ય=દૈત્યના ગુરુ | કામની=સ્ત્રી |
| ભૂપાળ=રાજા | હરનિશ=હમેશાં | કીર=પોપટ |
| નેહ=સ્નેહ; હેત | રે'=રહે | ચરણુ=પગ |
| દાખવે=જુવે | મેડક=દેડકો | સા'યો=પકડયો |
| ચક્ર=ચક્કર | નિર્બળ=કમજોર | લાખો=લાખો માણુસથી |
| ગળ્યો=ઢાંકયો | કોલ=કોયલ | સઉકો=બધા |
| પરવરે=ચાલે | કાયર=બાયલો | વિચરે=જાય |
| ઉજ્વળ=સફેદ | સાર=સારી | વસમી=અઘરી |
| ઓપતો=શોભતો | રક્ષાણી=રક્ષણુ કરનાર | વાટ=રસ્તો |
| | તારૂણી=જુવાન સ્ત્રી | |

**પાઠ ૫૫. ઉખાણુા.**

(પ્રશ્ન) જેના માથાપર ગંગાજી રહે છે, જેની ડોકમાં ખોપ-

રીની માળા છે, તો કહો કે મહાદેવ વગર કયો રાજા બળદનું વાહન કરે? (૧) (જવાબ) હંમેશાં પ્યારથી જો[illegible] તો એક ભરે છે ને બીજો ખાલી કરે છે, જે ચક્ર હરરોજ ફરતું જણાય છે તે રેંટ. (૧) (પ્રશ્ન.) એક પુરુષે બીજા પુરુષને ઢાંકયો તેથી જેને ઢાંકયો છે તેનું શરીર સારૂં દેખાય છે. તે ઘણો ઉત્તમ માણુસ છે તો તમે સારા માણસ સમજો કે એ શું છે? (૨) (જવાબ) જે પગ વગર ચાલે છે. પુરુષો તેનાપર બહુ હેત રાખે છે, સફેદ શરીરે શોભતો તેને જામો કહીએ. (૨) (પ્રશ્ન) છલંગ મારે છે, પણ હરણ નથી, તેમ સસલો પણ નથી, અને કુતરો પણ નથી તેમજ મોં ઉચું છે પણ મોર નથી; હે સારા જાણીતા ડાહ્યા માણુસ સમજો કે એ શું છે? (૩) (જવાબ) શુક્રાચાર્યનું વાહન છે, જે હંમેશાં પાણીમાં રહે છે, જીભ નથી તોપણ ઘણું બોલે છે તે દેડકો કહેવાય છે. (૩ (પ્રશ્ન) સ્ત્રી છે પણ કમજોર નથી. કાળી છે પણ કોયલ નથી. દરમાં રહે છે પણ નાગણી નથી. તો એનો જવાબ કહે? (૪) (જવાબ) બાયલાના હાથમાં શોભે નહિ, અને બહાદુરને મન તે સારી છે, વળી તે આ શ્રેષ્ઠ શરીરનું રક્ષણ કરનાર છે, હે જુવાન સ્ત્રી તે તરવાર છે. (૫) (પ્રશ્ન) ભણે છે પણ વિદ્વાન નથી તેને ગોંધ્યો છે પણ ચોર નથી, ડાહ્યા માણુસ હોય તો સમજો કે તે મીઠું બોલે છે. પણ મોર નથી ત્યારે એ શું હશે? (૫) (જવાબ) પવિત્ર પક્ષીની જાતમાં છે, ભાઇ શબ્દ બોલે છે, તે જંગલનો રહેવાસી છે ને જંગલમાં પેદા થાય છે હે સ્ત્રી તે તો પોપટ છે. (૫) (પ્રશ્ન) ચાલે છે પણ પગ નથી. ઊડે છે પણ પાંખ નથી, લાખ માણસથી

ધણુ પકડાયલો રહે નહિ, બધા તેને આંખે જુએ છે તો એ શું? (૬) (જવાબ.) તે ગગન તરફ જાય છે, ઘરમાં રહે તો ગભરામણ થાય છે. તે અધરે રસ્તે જાય છે. માણુસો તેને ધુમાડો સમજીએ. (૬)

| | | |
|---|---|---|
| **પાઠ ૫૭ મો.** | સાફ=ચોકખી | ઠાલા=નકામા |
| ઘડી ઘડી=વારંવાર | અરણુવ=દરીઓ; સમદ્ર | કમી=ઓછી |
| ઉકળાટો=ધામ | ભાળ્યાં=જોયાં | ઉભરાય=જથાબંધ એ- |
| ભારી=બહુ | રસ=મધુર સૂર | પીત=પીળો (કઠી થાય |
| અભ્ર=વાદળાં | યંત્ર=સતાર; સારંગી વગેરે | સૂર્યાસ્ત=સૂરજનું આથ- |
| સકળ=બધા | | ઉજળું=સફેદ (મવું તે |
| ચાળા=ચિહ્ન; લક્ષણ | રૂપાળા=સારા | નૈઋતા=દક્ષિણ અને પશ્ચિમ દિશાની વચ્ચેના |
| ચક્લી=ચકલી | અધિક=વધારે | |
| બગ=બગલો | ઘંટ=અવાજ | શીતળા=ઠંડા; શીતળ |

## પાઠ ૫૬. વસંત ઋતુનાં લક્ષણ.

તડકો ને શીળો ઘડીએ ઘડીએ બદલાય છે, તાપથી જીવોને ઘણો ધામ થાય છે, ઘણાં કાળાં વાદળાં આમ તેમ દોડતાં દેખાય છે. તેથી બધાં માણુસો કહે છે કે એ વરસાદના ચિહ્ન થાય છે. (૧) ચકલી ધૂળમાં ફડફડ પાંખો ફફડાવે છે. બગલા પોતાની પાંખ બરોબર ફેલાવીને બેસે છે, પક્ષીઓ દરીઆ કહિંથી આવતાં જોયાં. તેથી બધા૦ (૨) રાત દિવસ શીતળ પવન ફરફર આવે, ઝાડો ખરરર થરરર શબ્દે હાલતાં જણાય, વાજિંત્રમાં બહુ સારા મધુર સૂર આવે છે; તેથી બધા૦ (૩) હંમેશ કરતાં તો હવા ઘણી ભેજવાળી જણાય છે. ફૂલમાંથી બહુ સારી વાસ નીકળીને આવે. આગે

ઘંટો વાગતા હોય એવા ખોટા અવાજ સંભળાય છે. તેથી બધા૦ (૪) હવામાં ગરમી ઓછી હોવાને લીધે ખાર ઓગળે છે અને ઉધઈ, કીડી અને મંકોડા જોરથી ઉભરાય છે. ( ઘણાજ પાકે છે ) પક્ષીઓ માળા બાંધવાની તપાસમાં આમ તેમ ફરે ઊડે. તેથી બધા૦ (૫) શોભાયમાન ધનુષ જણાય છે અને સુરજ આથમતા પીળો ભાસ થાય છે. ચંદ્રમાની આજુબાજુ ઘણું સફેદ કુંડાળું દેખાય છે. ઈશાન ખુણામાં ઘણી વીજળી થાય છે. નૈર્ઋત્ય ખુણામાં ઠંડો પવન વાય છે ( કારણ કે નૈર્ઋત્ય ખુણામાં દરીઓ છે તેથી. ) તેથી બધા૦ (૬)

### પાઠ ૫૯.

રક્ષ=રક્ષણ કર
દેવ=ઈશ્વર
મહારાજા=પાંચમા જ્યોર્જ
પ્રૌઢ=ઘણા મોટા
જયવંત=જશવાળા
મસ=વધારે
કીર્તિનો=મોટાઈ
યશ=જશ
લંબાવ=વધાર; ફેલાવ
જગદીશ=પરમેશ્વર
વીખેરવા=છુટા પાડવા
રૂઠ=ગુસ્સે થા

કાળ=મોત; હાર
બંધપાડ=બેસાડ
દ્વેષ=કીનો; અદેખાઈ
હુન્નર=કસબ
અમઘેર=અમારે ત્યાં
સંપ=નિરાંત
સધો=થાઓ
કાળ=વખત
ગંજ=ઢગલો
દાન=પુણ્ય
શ્રેષ્ઠ=મોટા
સનથુ=હંમેશ
ક્ષેમ=સુખ
રાય=રાજા

સદ્ અભિમાને=સારી ઉંચી લાગણીથી
પૂજ્ય=પવિત્ર
પ્રત્યે=તરફ
ધર=રાખ
શક્તિમાન=જોરાવર
રાજેશ્વર=રાજાઓના ધણી
નાથ=પરમેશ્વર
મહાજ્ઞાની=અક્કલનો ભંડાર; મોટા જ્ઞાનવાળો
શુભકાર=કલ્યાણ કર-
પાર=સુધી (નારી
દીલ=મન
સ્વીકાર=કબુલ કર

## પાઠ ૫૯ મો. રાજગીત.

હે પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર. હે પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર. હે મોટા રાજા તમે ઘણાં વરસ જીવજો. હે પરમેશ્વર શહેનશાહનું રક્ષણ કર. એમને ઘણા કીર્તિવાન બનાવ. મોજ મઝા, મોટાઈ અને આબરૂ આપ, અને એમનું રાજ્ય ઘણાં વરસ ચાલે તેમ કર. હે પરમેશ્વર શહેનશાહનું રક્ષણ કર. (૧) અરે પરમેશ્વર, હે જગતના ધણી તું ઊઠ, અને એના દુશ્મનને વીખેરી નાખવા તૈયાર થા; અને તેમનું મોત લાવ. વેર અને કંકાસ બધો બેસાડી દે. સમજણ અને કળા વધે એમ કર; અમારા ઘરમાં નિરાંત ને સંપ થાઓ કે જેથી હમેશાં અમારૂં ભલું થાય. (૨) હે પરમેશ્વર તું મોટા જ્યોર્જ રાજાપર જોર, આબરૂ અને સુખ સ્થિતિના ઢગલાબંધ (ઘણીજ) બક્ષીસ કર, કારણ કે ગરીબ અને રાજા સારી ઉંચી લાગણીથી એમનું રાજ્ય પૂજવા લાયક ગણે છે અને જ્યાં ત્યાંના લોક એમના તરફ હેત બતાવે છે. (૩) હે સર્વ શક્તિવાન, રાજેશ્વર, મહા જ્ઞાની, પ્રભુ તું એને તારી છાંયમાં રાખ; એની પૂર્વ કિનારાથી પશ્ચિમ કિનારા સુધી કલ્યાણકારક ઘણી સ્તુતિ થાય છે. વફાદારનો સંપ કબુલ કર. હે પરમેશ્વર શહેનશાહનું રક્ષણ કર. (૪)



## ગુજરાત પ્રાંતની ભૂતળ.

ગુજરાત પ્રાંતના ખંભાતના અખાતથી કુદરતી બે ભાગ થાય છે. ખંભાતનો અખાત સાંકડો થતો થતો ઉત્તરમાં ખંભાતના નવાબ સાહેબના રાજ સુધી ગએલો છે. ખંભાતના અખાતની પશ્ચિમમાં જે મોટો મુલક આવેલો છે, તેને કાઠિઆવાડનો દ્વીપકલ્પ કહે છે; એને દ્વીપકલ્પ કહેવાનું કારણ એ કે એની ત્રણ બાજુએ પાણી

છે, અને એક બાજુએ જમીન છે, એની દક્ષિણમાં, પશ્ચિમમાં અને પૂર્વ તથા ઉત્તરના થોડા ભાગમાં દરીઆ છે, અને કાઠિઆવાડના માત્ર ઈશાન કોણમાંજ જમીન છે. ખંભાતના અખાતની ઉત્તરમાં અને પૂર્વમાં આવેલો બીજો ભાગ છે. એ બીજો ભાગ અસલમાં ગુજરાત કહેવાતો હતો. એ ભાગની જમીન ઘણીખરી સપાટ છે. પણ દરીઆ કિનારાની દમણથી તે ખંભાત સુધીની જમીન નિચાણમાં આવેલી છે, માટેજ પૂર્વમાંથી નીકળનારી દમણગંગા, પાર, અંબિકા, પુર્ણા, તાપી, કીમ, નર્મદા, (રેવાજી) ઢાઢર, મહી વગેરે નદીઓ પશ્ચિમ તરફની નિચાણ જમીનમાં વહીને ખંભાતના અખાતને મળે છે. સાબરમતી ઉત્તરમાંથી નીકળી દક્ષિણમાં વહી ખંભાતના અખાતને મળે છે; બનાસ અને સરસ્વતી ઈશાન કોણમાંથી વહી કચ્છના રણમાં સમાઈ જાય છે. એ ઉપરથી જણાય છે કે ગુજરાતની પુર્વ તથા ઈશાન કોણ તરફની જમીન ઉંચી છે, કારણ કે એ બાજુએ ડુંગરા આવેલા છે. વાંસદા અને ધરમપોરની પૂર્વમાં સહ્યાદ્રિના ડુંગરા આવેલા છે. રેવાકાંઠા એજન્સિમાં રાજપીપળાના ડુંગરા આવેલા છે. પંચમહાલમાં પણ ડુંગરા આવેલા છે, તેમાં સૌથી મોટો પાવાગઢ છે. એના ઉપર કાળકા માતાનું દહેરૂં છે. મહીકાંઠા એજન્સિની પૂર્વમાં તથા ઉત્તરમાં પણ ડુંગરા આવેલા છે. ગુજરાતની ઉત્તરમાં આબુનો ડુંગર છે.

પાલણપુર એજન્સિની પશ્ચિમમાં તેમજ કડી પ્રાંતની પશ્ચિમમાં કચ્છનું રણ છે, માટેજ તે બાજુની જમીન નીચી ને રેતાળ છે. તેથી ત્યાં તાપ અને ટાઢ વધારે પડે છે. રેતાળ જમીનમાં ઝાડ ઊગતાં નથી. ને ઉનાળામાં પાણીની આપદા પડે છે. એવા રણના મુલકમાં સાંઢણીપર બેસી મુસાફરી કરાય છે.

ગુજરાતનો મધ્ય ભાગ જેને ચરોતર (સારી જમીન) કહે છે, તેમાં ખેડા જિલ્લો, ગાયકવાડનો વડોદરા પ્રાંત અને મહી નદી આવેલી છે. એ ચરોતરની જમીન નદીના ભાઠા જેવી રસાળ છે, તેથી પાક સારો થાય છે. તમાકુ, બાજરી ઘણાં પાકે છે. તેમજ રાયણ, મહુડાં અને આંબાનાં ઝાડ ઘણાં ઊગે છે. ઘાસ ચારો ઘણો થાય છે તેથી-જ ચરોતર નામ પડયું છે. અહીંઆ ઢોરોને ચરવાનું સારૂં મળે છે, તેથીજ ચરોતરમાંથી પરદેશ ખાતે ઘી ઘણું જાય છે.

પંચમહાલમાં ડુંગરા ને જંગલ ઘણાં છે, તેથી ત્યાંની હવા સારી નથી. તાપ અને ટાઢ વિશેષ પડતાં નથી. જંગલ હોવાને લીધે ઇમારતી લાકડાં ઘણાં થાય છે. પંચમહાલમાં મકાઇ ઘણાં પાકે છે.

ભરૂચ જિલ્લાની જમીન સપાટ છે. ઝાડો ઘણાં થતાં નથી. એ જિલ્લાના પૂર્વ ભાગને કાનમ કહે છે. ત્યાં કપાસ ઘણો સારો પાકે છે. એ જિલ્લાની જમીન કાળી છે. કાળી જમીન કપાસને બહુ માફક આવે છે. નર્મદા નદીના બેટમાં તમાકુ ઘણી સારી થાય છે.

પાલણપુર એજન્સિ, સુરત એજન્સિના વાંસદા, ડાંગ, ધરમપોરના રાજ્યની જમીન ડુંગરવાળી ને જંગલવાળી છે, તેથી ત્યાંની હવા શરદીવાળી અને પાણી પાલીઆં છે. એમાં રાની (જંગલી) લોકો રહે છે, જંગલમાં લાકડાં ઘણાં થાય છે.

સમુદ્ર કિનારાની હવા સુકી ને સારી ગણાય છે, માટે ઉના-ળામાં ઘણા લોકો હવા ખાવા તથા માંદા માણસો પાણી ફેર માટે જાય છે, સમુદ્ર કિનારાની પાસેના ગામોમા તાપ અને ટાઢ સરખાં પડે છે, અને વરસાદ ઘણો પડે છે.

સુરત જિલ્લામાં ખાડીઓ ઘણી છે, ઓરપાડ તાલુકાની જમીન

ભરૂચ જિલ્લા જેવી સપાટ છે, અને ઝાઝાં ઝાડ નથી, માંડવી તાલુકો, વાલોડ, ચીખલી અને પારડી તાલુકો એના પૂર્વ ભાગમાં જંગલ ને ડુંગરા છે. વલસાડ તાલુકામાં પારનેરાનો ડુંગર સૌથી ઉંચો છે. પૂર્વ તરફના ભાગોમાં ડાંગર થાય છે. અને બાકીના ભાગોમાં તુવેર, બાજરી અને કપાસ થાય છે. ગણદેવી પરગણામાં શેરડી થાય છે, અને ત્યાંનો ગોળ વખણાય છે. ઓરપાડ તાલુકામાં તથા હાંસોટમાં ઘઉં સારા પાકે છે.

સુરત જિલ્લો, ભરૂચ જિલ્લો, વડોદરા પ્રાંત, ખેડા જિલ્લો અમદાવાદ જિલ્લો અને કાઠિઆવાડમાં ઘણે ઠેકાણે કપાસ પાકે છે તેનું રૂ મીલોમાં કાપડ વણવા માટે મુંબઈ ઘણું જાય છે.

અમદાવાદ જિલ્લાના ધોળકા તાલુકાનો દક્ષિણ ભાગ, ધંધુકા તાલુકાનો પૂર્વ ભાગ અને કાઠિઆવાડનો કેટલોક ભાગ જેને ભાલ કહે છે, તેમાં ઘઉં તથા કપાસ સારા પાકે છે, અને કપાસનું રૂ થઇ ધોલેરા બંદરથી વહાણુ મારફતે મુંબઇ જાય છે.

પહેલો ભાગ જે કાઠિઆવાડ નામથી ઓળખાય છે, તેને અસલ સોરાષ્ટ કહેતા હતા. કાઠિઆવાડ એજન્સિમાં ઘણા ડુંગરો છે. કાઠિઆવાડના મધ્ય ભાગમાં ચોટીલા વગેરે ડુંગરાની હારો છે. વળી જુનાગઢ પાસે ગીરનારનો ડુંગર સૌથી મોટો છે પાલિતાણા પાસે શેત્રુંજ્ય ડુંગર છે, ત્યાં શ્રાવક લોકો જાત્રા કરવા જાય છે. ડુંગરોને લીધે પથરા ઘણા નીકળે છે, કાઠિઆવાડમાં મુખ્ય પાક કપાસ, બાજરી, ડાંગર, તમાકુ, જુવાર, તલ અને શેરડી થાય છે. કાઠિઆવાડના લોકો આપણા કરતાં ઉંચા અને શરીરે જોરાવર હોય છે. કાઠિઆવાડની દરીઆ કિનારાની જમીન નિચાણમાં

છે અને વચલો ભાગ ઉંચાણ છે. તેથીજ એમાં મોટી નદી નથી. મોટી નદી ભાદર છે, તે ચોટીલાના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. જામનગર (નવાનગર) ની ઉત્તરમાંથી કચ્છના અખાતમાંથી મોતી નીકળે છે. કાઠિઆવાડના કાંઠાપર ભાવનગર, મહુવા, જાફરાબાદ, દીવ, વેરાવળ, માંગરોળ, નવીબંદર, પોરબંદર (સુદામાપુરી) દ્વારકા, નવાનગર (જામનગર) જોડીઆ એ બંદરો છે. એ બંદરોથી વહાણ મારફતે ઘણો માલ ભરૂચ, સુરત, વલસાડ, મુંબઇ વગેરે બંદરે જાય છે. કાઠિઆવાડના વવાણીઆ બંદરેથી કચ્છમાં જવાય છે.

## મહારાષ્ટ્ર તથા દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતની ભૂતળ.

મહારાષ્ટ્રમાં વચ્ચે સહ્યાદ્રિપર્વત આવવાથી કુદરતી બે ભાગ થાય છે. (૧) દક્ષિણ (દકખણ) (૨) કોકણ. દક્ષિણમાં મોટી નદીઓ છે. તેથી નદીઓના કાંઠાની ભૂમિ રસાળ છે, ને હવા ભેજ વગરની છે, એનો ઉત્તર અને પશ્ચિમ ભાગ ઉચો છે, કારણ કે ઉત્તરમા સાતપુડા પર્વત અને પશ્ચિમમાં સહ્યાદ્રિ પર્વત આવેલો છે. મુખ્ય પેદાસ અનાજ, રૂ, શણ, શેરડી, તમાકુ, ઇમારતી લાકડાં, મધ, મહુડા, લાખ, સુરોખાર. સહ્યાદ્રિ પર્વતમાંથી લોઢું જડે છે, અને જત સસ્થાનમાંથી ગાળવાની કુલ્લી બનાવવાની માટી નીકળે છે. કોકણનો પૂર્વ ભાગ ઉચો છે, કારણ કે સહ્યાદ્રિ (પશ્ચિમ ઘાટ) પર્વત આવેલો છે, પશ્ચિમ ભાગ નીચો છે કારણ કે અરબી સમુદ્ર આવેલો છે, તેથી કોકણનો ઢાળ પશ્ચિમ દિશાનો છે. ડાંગર પાકે એવી રસાળ જમીન છે, અને નાળિએરની વાડીઓ ઘણી છે. આખો કોકણ પ્રાંત ખરબચડો ને વિકટ છે. ત્યાંની હવા ભેજવાળી છે, તેથી ઝાડ ઘણાં ઊગે છે. કોઇ કોઇ ઠેકાણે સાગ થાય છે, મુખ્ય પેદાસ

ચોખા, નાગલી, નાળિએર, મીઠું, હરડાં ને ઇમારતી લાકડાં વગેરેની છે.

## કચ્છ પ્રાંતની ભૂતળ.

મધ્ય ભાગમાં ડુંગરાની ત્રણ મોટી હારો છે. ઉત્તરધાર, મધ્ય ધાર અને ધીણોધાર (ચાડવા) એ ડુંગરાઓ પૂર્વ પશ્ચિમ દિશામાં પડેલા છે. કચ્છમાં સૌથી ઉંચામાં ઉંચું શિખર કાળો છે. એમાં એકે નદી નથી; પણ નાગમતિ, રૂકમાવતિ અને ખારી એ વહેળા મોટા છે. નાગમતિ અને રૂકમાવતી કચ્છના અખાતને મળે છે અને ખારી ઉત્તરના રણમાં સમાઇ જાય છે. મુખ્ય પેદાસ અનાજ, તેલીબીઆં, રૂ, ઊન, મીઠું, ઢોર, કચ્છ પ્રાંતમાં સુરોખાર, ફટકડી ને કોયલાની ખાણો પણ છે. કચ્છી ઘોડા વખણાય છે.

## સિંધ પ્રાંતની ભૂતળ.

સિંધુ નદીને કાંઠે વસનારા લોકને સિંધી કહે છે અને તેમના મુલકને સિંધ કહે છે. સિંધ પ્રાંતનો ઢાળ ઈશાન કોણથી નૈરૃત્ય કોણ તરફનો છે. સિંધુ નદીનું મૂળ હિમાલયમાં છે, તેથી સિંધુ નદીમાં ઉનાળામાં અને ચોમાસામાં બે વાર રેલ આવે છે. કારણ કે ચોમાસામાં હિમાલય પર પુષ્કળ વરસાદ વરસે છે તેથી, અને ઉનાળામાં હિમાલય ઉપરનો બરફ ઓગળે છે તેથી. એ રેલથી તેમજ સિંધુમાંથી નહેરો કાઢેલી છે તેથી ખેતીવાડીનું કામ ચાલે છે, સિંધ પ્રાંતમાં વરસાદ બહુજ થોડો આવે છે એટલે માત્ર ૨ થી ૧૦ ઈંચ સુધીજ વરસે છે. એનો પશ્ચિમ ભાગ ઉંચો છે, કારણકે હાલા પર્વત આવેલો છે. પૂર્વ ભાગ રેતાળ છે કારણ કે તેમાં થર પારકરનું મોટું રણ છે ઉનાળામાં એ રણમાં પાણીની ઘણી આપદા પડે છે. દક્ષિણ ભાગ ખારવાળો છે ને ત્યાંની હવા

રોગિષ્ઠ છે. માત્ર સિંધુ નદીના કાંઠાનો ભાગજ રસાળ છે. મુખ્ય પેદાશ ડાંગર, બાજરી, ઘઉં, મગ, જવ, રૂ, ને તેલીબીઆં વગેરેની છે.

## પાઠવાર જોડાક્ષર.

| | | | |
|---|---|---|---|
| એડવર્ડ | યુદ્ધ | શબ્દ | ધન્ય |
| વિકટોરિઆ | લશ્કર | ચેત્યો | રામચંદ્રજી |
| સ્વર્ગવાસ | ધર્મ | મ્યાન | નિશ્ચય |
| એલેકઝાંડ્રા | સંપ્રદાય | નમ્રતા | નક્કી |
| લગ્ન | હિંદુસ્તાન | વિશ્વાસઘાતી | ઠર્યું |
| પ્રિન્સ | પરમેશ્વર | સૂર્યવંશી | પૂર્ણ |
| આલ્બર્ટ | પ્રાર્થના | પ્રખ્યાત | આશીર્વાદ |
| ઉત્તમ | ઉત્તરે | ઈસ્વીસન | કૃપા |
| વિદ્યાભ્યાસ | રજપુસ્તાન | અવતર્યો | આગ્રહ |
| પુસ્તકો | શત્રુ | વસ્તી | લક્ષ્મણ |
| અભ્યાસ | આશ્રય | ધક્કો | અવસ્થા |
| સભ્યતા | યુક્તિ | સુમિત્રા | કિલ્લા |
| વર્તતાં | ધર્મશાળા | પ્રેમ | મૂર્છા |
| બુદ્ધિ | સજ્જન | જન્મભૂમિ | વસિષ્ઠ |
| નીવડ્યા | સ્વામિભક્તિ | છેલ્લા | ઋષિ |
| શક્તિ | વિશ્વાસ | પ્યાલા | તિરસ્કાર |
| ઉત્પન્ન | ગુપ્ત | દિલ્હી | અધર્મ |
| ઉદ્યમો | ઉતર્યો | આદરસત્કાર | બેશુદ્ધ |

| | | | |
|---|---|---|---|
| ઉત્તેજન | ઝભ્ભો | વીત્યા | ડાકતર |
| પદાર્થો | ગૃહસ્થાઇ | ચપ્પુ | બ્રહ્માંડ |
| શ્રેષ્ઠ | ખુલ્લું | ખસ્યું | સમર્થ |
| ઉત્પન્ન | ચિઠ્ઠી | ભસ્યું | સર્વશક્તિ |
| પુષ્ટિ | પર્યંત | વિખ્યાત | સર્વવ્યાપી |
| ન્યાયી | ગુમાસ્તા | અસંખ્ય | સર્વજ્ઞ |
| સમુદ્ર | વિરૂદ્ધ | પૃથ્વી | આરોગ્ય |
| નિર્માણ | પ્રમાણિક | વૃષ્ટિ | બર્કન |
| લાધ્યું | સોંપ્યો | પ્રાણી | આયર્લાંડ |
| પારખ્યું | ચોકખો | વનસ્પતિ | કમાન |
| માર્ગ | સંગ્રહ | ચમત્કારી | કીર્તિસ્તંભ |
| કરડ્યાં | ધર્મિષ્ઠ | અન્ન | મિસ્તરી |
| ચિત્ત | પત્થર | સ્વભાવશ | નિર્ભય |
| વર્તમાનપત્ર | અશક્ય | સ્વપ્ન | સ્થાનક |
| વ્યવસ્થા | વર્તણુક | નિત્ય | વ્યાજ |
| સ્વચ્છતા | કલ્યાણ | સ્વપ્નું | ખિન્ન |
| વૃદ્ધ | રેડ્યું | સત્તા | સદ્બુદ્ધિ |
| ગુમાસ્તો | બંધુધર્મ | મૂર્ખ | અમૂલ્ય |
| મશ્કરી | ચિત્રશાળા | સ્વામીજી | સસ્તાં |
| દુર્ગુણ | વર્ગ | સ્થિર | ઇંગ્લાંડ |
| વિક્રમાજીત | પ્રાણજીવન | ચર્ચા | અંગ્રેજી |

| | | | |
|---|---|---|---|
| પ્રજ્ઞા | ત્રિભુવન | મહાત્મા | પત્ની |
| ગુસ્સો | રૂસ્તમજી | શ્રોતા | ડેન્માર્ક |
| નિર્દોષ | શ્રેષ્ઠ | દસ્તાવેજ | જ્યોર્જ |
| હૃદય | સ્વભાવ | પ્રસન્ન | વેલ્સ |
| પીગળ્યું | જન્માષ્ટમી | તૃપ્તિ | જર્મન |
| વર્ણન | નિશ્ચય | પરાક્રમ | આર્થર |
| કલ્પાંત | કલ્પ્યો | ધાસ્તી | ડ્યુક |
| સાર્થક | ઉત્તેજન | ધ્યાન | જનમ્યાં |
| સર્વસ્વ | અભિપ્રાય | પ્રતાપ | સત્ય |
| ધન્ય | સુધર્યો | ગ્રંથકાર | શિષ્યો |
| પોર્ટુગાલ | સંન્યાસી | વિચાર્યું | પ્રશ્ન |
| મુક્તિ | પ્રવાસ | દુશ્મન | પ્રધાન |
| ગૃહસ્થ | સંધ્યાકાળ | ઉશ્કેરાઈ | પિત્તળ |
| આગ્રહ | વ્યાઘ્રચર્મ | સ્વતંત્ર | મધ્યમ |
| વાસ્તે | બળાત્કારે | રણસંગ્રામ | જવલ્લે |
| તત્કાળ | સ્વર્ગ | ઉદ્ધત | સજ્જડ |
| વસ્તી | ઇંદ્ર | પ્રતિબિંબ | સ્થળે |
| સુન્ની | બ્રહ્મર્ષિ | ઠોક્યાં | હુન્નર |
| બ્રાહ્મણ | રાજર્ષિ | ખખડાવ્યાં | વિદ્યા |
| ક્ષત્રિય | ચંદ્ર | જાગૃતિ | તંદુરસ્તી |
| વૈશ્ય | નિર્મળ | ધ્રૂજતાં | સ્વચ્છ |

| | | | |
|---|---|---|---|
| શૂદ્ર | શ્રમ | અણીશુદ્ધ | વર્તણુક |
| સિદ્ધિ | વિઘ્ન | પ્રદેશ | સંભળાવ્યું |
| વર્ણ | ફ્રાંસ | વિચિત્ર | શ્રમ |
| કસ્તી | લેસેપ્સ | મૃગજળ | તસ્દી |
| કન્યા | ખ્યાલ | દુર્દાંત | દુર્ગંધ |
| પુનર્લગ્ન | વિલ્બરફોર્સ | વિચાર્યું | શ્રાવક |
| ભક્કર | ચિત્ર | આંતર્યો | પરધર્મ |
| વિશ્વામિત્રે | પ્રતિદિન | પીરસ્યાં | સ્ટેશન |
| અયોધ્યા | વિસ્તારી | ગર્જના | ચિત્રકુટ |
| કાન્યકુબ્જ | પત્ર | મુર્ખાઈ | વિસ્મય |
| દર્શન | જુદ્ધ | જન્મારા | નિર્જીવ |
| પ્રવીણ | સ્વાર્થ | પ્રસિદ્ધ | બુદ્ધિશાળી |
| પરાક્રમ | પ્રીતિ | પોર્ટુગીઝ | પ્રવીણ |
| પરદુઃખભંજન | પ્રતિજ્ઞા | આશ્રે | નિષ્ઠા |
| શ્લોક | ભીષ્મ | સિ-તેર | હસ્તક |
| સ્મરણશક્તિ | સત્યભામા | અગ્નિનૌકા | વિસ્તાર |
| વિદ્વાન | મત્સ્યગંધા | સર્વત્ર | પૂજ્ય |
| સ્તબ્ધ | ઉત્કંઠા | સ્થાપન | શ્રીકૃષ્ણ |
| પ્રપંચ | બ્રહ્મચારી | પત્તાં | દ્વારકા |
| અચ્છેર | અફગાનિસ્તાન | તીર્થ | મૌર્ય |
| વૈદકશાસ્ત્ર | ઇસ્લામી | ચિરંજીવી | પાટલિપુત્ર |

| | | | |
|---|---|---|---|
| અમૃત | દ્રવ્ય | પ્રિયભાઈ | ચંદ્રગુપ્ત |
| લલ્લુ | રત્નો | સૌભાગ્યવંતી | સુદર્શન |
| અલ્પ્યા | નૃત્ય | પત્તો | સ્થાપ્યાં |
| ભટ્ટી | જાત્રાળુ | જિલ્લા | બૌદ્ધ |
| નાયા | ખ્યાતિ | ક્રમ | મૂળતત્ત્વો |
| સદ્‌ગૃહસ્થ | ચાલુક્ય | કલ્પ્યા | કોતરાવ્યાં |
| હસ્તિનાપુર | દેવસ્થાન | સંપૂર્ણ | શ્રમણો |
| દેવવ્રત | અદ્યાપિ | આલ્બર્ટ | વૃત્તાંત |
| ક્ષત્રપ | લવણપ્રસાદ | બક્ષ્યા | ત્રિકોણાકાર |
| ગુપ્ત | યોદ્ધા | વર્તણુક | ત્રીસ |
| ગુર્જર | અલાઉદ્દીન | આથમ્યા | પાંત્રીસ |
| ગુર્જરરટ્ટ | દ્રવ્ય | માર્ચ | ભદ્ર |
| હલ્લો | નાસરૂદ્દીન | સપ્ટેંબર | કિલ્લો |
| નિર્ભય | પશ્ચાત્તાપ | ધાન્ય | સિપ્રી |
| ધસ્યો | અંતઃકરણ | ગવર્નર | અગત્ય |
| સિદ્ધરાજ | પ્રવાહ | મહારાષ્ટ્ર | કર્નલવુડિંગ્ટન |
| પુખ્ત | મહંમદશાહ | ત્ર્યંબક | અગ્નિ |
| બર્બર | ઠઠ્ઠા | સહ્યાદ્રિ | વાયવ્ય |
| શ્રીસ્થળ | લોકપ્રિય | રોગિષ્ટ | પ્રથમ |
| ત્રાસ | મુસ્તફાબાદ | કોલ્હાપુર | ફાલ્લો |
| ક્રોધ | વાત્રક | મહાબળેશ્વર | પ્રવાહી |

| | | | |
|---|---|---|---|
| યશોવર્મા | ખદુગંજબક્ષ | મંત્રીઓ | પ્રસરી |
| સિદ્ધપુર | ઉસ્તાદ | ન્યાયાધીશો | ગટ્ઠો |
| સહસ્રલિંગ | શ્રીમંત | ડિરેકટર | સ્વરૂપ |
| હેમચાર્ય | વાજિંત્ર | દ્વીપકલ્પ | શાલદુપટ્ટા |
| વૃત્તિ | શત્રુ | લક્ષાધિપતિ | કાષ્ટ |
| ગોંધ્યાં | અત્તર | જગન્નાથ | ચિત્ત |
| વિચિત્ર | તત્ત્વ | સ્ત્રીકેસર | અરબસ્તાન |
| સ્નાયુ | સૂક્ષ્મબીજ | મદ્રાસ | મંત્ર |
| શ્રીપત | સ્વાદ | પિત્ત | પ્રવેશ |
| ચિહ્‌ન | સૂક્ષ્મ | દ્રાક્ષ | નિર્ધન |
| મનુષ્ય | છિદ્ર | કર્ણાટક | વિંટાળ્યું |
| દ્વિદળ | બ્લીચિંગ | ધારસ્તી | સત્વ |
| મચ્છર | છિદ્રાળુ | સૃષ્ટિ | સૂક્ષ્મદર્શક |
| સાહ્યા | અર્ધી | કિવનીન | કસ્તર |
| શ્વાસ | શ્રેષ્ઠ | સુરત | ઓકિસજન |

ટીપ—આ શબ્દોમાંથી દરરોજ થોડા થોડા લખવાનો મહાવરો રાખશો, તો ડિકટેશનનો વિષય પાકો થશે.

સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો “ભૂગોળ શિક્ષક” બે આના.

પદાર્થપાઠ ભા. ૧લો પહેલા ધોરણ માટે ૦—૪ ૦

પદાર્થપાઠ ભા. ૨ જો બીજા ધોરણ માટે ૦-૫-૦

## ડ્રિલ માટે આપેલી સૂચના પહેલી ચોપડીના અર્થમાં જુઓ.

(૧) જમણો હાથ સામે. (હાથેલી આકાશ તરફ.) (૨) જમણે હાથે સલામ. (૩) ડાબો હાથ સામે. (હાથેલી આકાશ તરફ.) (૪) ડાબે હાથે સલામ. (૫) જમણો હાથ ઉંચો. (૬) ડાબો હાથ ઉંચો. (૭) બંને હાથ પગનાં થાપા સાથે અફાળવા. (૮) જમણો હાથ ખભાની સીધી લીટીમાં. (૯) ડાબો હાથ ખભાની સીધી લીટીમાં. (૧૦) બંને હાથનાં આંગળાંનાં ટેરવાં ખભે અડકાડવાં. (૧૧) બંને હાથ પગના થાપા સાથે અફાળવા. (૧૨) જમણા હાથની હથેલી મોં સામે લાવી ચક્કર. (૧૩) ડાબા હાથની હથેલી મોં સામે લાવી ચક્કર. (૧૪) બંને હાથ સામા મુઠ્ઠી વાળીને (મુઠ્ઠીઓ આકાશ તરફ.) (૧૫) બંને હાથ પાછળ પીઠ ગમ ખેંચવા. (મુઠ્ઠીઓ છાતીને પડખે રાખવી.) (૧૬) બંને હાથ કેડપર મૂકી પગનાં આંગળાંપર ધીરેથી બેસવું. (૧૭) ડાબો હાથ કેડપર રાખી ડાબી ગમ વાંકા વળી જમણો હાથ ઊંચો કરી આંગળાના નખ સામે જોવું. (૧૮) જમણો હાથ કેડપર રાખી જમણી ગમ વાંકા વળી ડાબો હાથ ઊંચો કરી આંગળાના નખ સામે જોવું. (૧૯) સીધા ટટાર ઊભા રહેવું. (પણ બે પગ વચ્ચે એક ફુટનું અંતર રાખવું.) (૨૦) બેઉ હાથ મોં સામે ઉંચા કરી આકાશ તરફ આંગળા ધરી નખ તરફ જોવું. (૨૧) કમરમાંથી વાંકા વળી હાથનાં આંગળાં પગના અંગુઠાને અડકાડવાં (પગ ટટાર રહેવા જોઇએ) (૨૨) સીધા ઊભા થઇ એક ડગલું આગળ ખસી ઉભા રહેવું.

(૨૩) ડોકું આગળ નમાવવું. (૨૪) ડોકું સીધું કરી સામે જોવું. (૨૫) ડોકું પાછળ નમાવવું. (૨૬) ડોકું સીધું કરી સામે જોવું. (૨૭) ડોકું જમણી તરફ ખભાની સીધી લીટીમાં રાખવું. (૨૮) ડોકું સીધું કરી સામે જોવું. (૨૯) ડોકું ડાબી તરફ ખભાની સીધી લીટીમાં રાખવું. (૩૦) ડોકું સીધું કરી સામે જોવું. (૩૧) બેઉ હાથ મુઠ્ઠી વાળી મોં સામે ખભાની સીધી લીટીમાં લાંબા કરવા. (મુઠ્ઠીઓ આકાશ તરફ.) (૩૨) બેઉ હાથ પાછળ પીઠ ભણ ખેંચવા. (મુઠ્ઠીઓ બગલ આગળ લાવવી.) (૩૩) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં લાંબા કરવા. (મુઠ્ઠીઓ આકાશ તરફ.) (૩૪) બંને હાથની મુઠીના અંગુઠા ખભે અડકાડવા. (૩૫) કેડપર હાથ રાખી સીધા ઊભા રહેવું. (૩૬) કંમર આગળ. (૩૭) ૩૫ પ્રમાણે. (૩૮) કંમર પાછળ. (૩૯) ૩૫ પ્રમાણે. પણ બે પગની વચ્ચે એક ફુટનું અંતર રાખવું. (૪૦) કંમર જમણી તરફ વાળી ડાબો પગ ભોંયથી ચાર આંગળ ઊંચો રાખવો. (૪૧) ૩૯ પ્રમાણે. (૪૨) કંમર ડાબી તરફ વાળી જમણો પગ ભોંયથી ચાર આંગળ ઊંચો રાખવો. (૪૩) સીધા ટટાર ઊભા રહેવું. (૪૪) જમણા ફરવું. (૪૫) સલામ કરી ચાલ્યા જવુ.

## સમાપ્ત.